# સ્વરાજ્ય પછી
અને
# બીજી નવલીકાઓ

પ્રકાશક :
નંદલાલ ચુનીલાલ બોડીવાળા.

'સંદેશ' ઓફીસ,
સેન્ટ્રલ બેંક બીલ્ડીંગ
ગાંધી રોડ,
અમદાવાદ.

કિંમત ૦—૬—૦

"સંદેશ" ગ્રંથાવલી. પુષ્પ બીજું.

# સ્વરાજ્ય પછી
અને
# બીજી નવલીકાઓ

પ્રકાશક :
નંદલાલ ચુનીલાલ બોડીવાળા
'સંદેશ' ઓફીસ,
ગાંધી રોડ : અમદાવાદ.

કિંમત ૦—૬—૦

# આભાર.

સાહિત્ય ક્ષેત્રમાં કંઇક ફાળો આપવાના ઉદ્દેશથી, સસ્તી કિંમતે ઉપયોગી પુસ્તકો સમયાનુસાર પ્રગટ કરવાની એક યોજના "સંદેશ" તરફથી યોજવામાં આવેલી છે, આ યોજના મુજબ "સંદેશ" ગ્રંથાવલીનાં બીજા પુષ્પ તરીકે આ નવલીકાઓનો સંગ્રહ પ્રગટ કરતાં અમને અત્યંત આનંદ થાય છે.

જીવનમાં ઉન્નત ભાવનાઓ પ્રેરે, તેવી નવલીકાઓની આજે જરૂર છે, એવીજ ભાવનાથી આ સંગ્રહ પ્રગટ કરવાનું યોગ્ય ધાર્યું છે.

આ સંગ્રહ પ્રગટ કરવામાં જે જે લેખક મિત્રોની નવલીકાઓનો ઉપયોગ થયો છે તે સહુનો અમે આ સ્થળે આભાર માનીએ છીએ આ પુસ્તકમાં પ્રગટ કરવામાં આવેલી વાર્તાઓ પૈકી કેટલીક વાર્તાઓ અમારા પત્રના દિપોત્સવી અંકોમાં પ્રગટ થયેલી છે. એ શાબ્દિક આભાર નથી પરંતુ અંતરનો સદ્‌ભાવ પણ તે સાથે ગુંથાયેલો છે.

પુસ્તકમાં આપવામાં આવેલી નવલીકાઓ, ગુજરાતમાં નવલીકાઓ અને વાર્તાઓનો જે શોખ દિન પ્રતિદિન વધતો જાય છે તે જોતાં આદરને પાત્ર નિવડશે એવી આશા અસ્થાને નહિં ગણાય.

સેન્ટ્રલ બેંક બીલ્ડીંગ
**અમદાવાદ.**

નમ્ર સેવક
**નંદલાલ ચુનીલાલ બોડીવાળા.**

# વિષય-સૂચી

# સ્વરાજ પછી

૧

**રાત્રી અંધારી ને ગગનમાં વાદળાં,**
**તિમિર પર તિમિરના ઓઘ છાયા.**

લગભગ ત્રણ વરસ થયાં ભારતમાં ભારતીયોનેજ જવાબદાર રાજ્યતંત્ર સ્થપાયું છે. રાજકીય અને સામાજીક અનેક સુધારાના બીલો ધારાસભામાંથી પસાર થઈ ગયાં છે. રાજ્યતરફથી એનો અમલ પણ ઠીક ઠીક ઉત્સાહથી કરાવવામાં આવ્યો છે. અને આવા સુધારાઓના હિમાયત અને વિરોધી એવા જે બે પક્ષો હોય છે તેમાં આઘાત પ્રત્યાઘાતનો ચિર પરિચિત નિયમ પણ અપવાદ વિના જેવોને તેવોજ જળવાયો છે. જીવન વ્યાપારને સારૂ સનાતન યુદ્ધ ચાલે છે તે જેવું બ્રિટીશ સામ્રાજ્યની ધુંસરી હેઠળ હિંદ જ્યારે કચરાતું હતું ને ચાલતું તેવુંજ અત્યારે પણ ચાલી રહેલું છે.

પણ આજે દરેક હિંદીના મુખ ઉપર એક અજબ ચૈતન્યની આભા જણાય છે. તેમાં આત્મ ગૌરવની ઉંડી છાયા પડેલી છે અને સંસાર રમત રમતા એ ખેલાડીઓમાં કંઇ ઓરજ બહાદુરીની છટા જોવામાં આવે છે. પોતાના પ્રતિસ્પર્ધિને કોઇ કમરની નીચે ઘા કરી

હરાવવાની વૃત્તિ નથી રાખતું. યુદ્ધની મર્યાદા જાળવતાં હારવામાં પણ તેમને આનંદ આવે છે. ગુરૂજનો શિષ્ય અને પુત્રોને હાથે પરાજય પામવામાં પણ એટલોજ આનંદ માને છે; જેટલો કે તેમણે સંસારમાં પ્રથમ સફળતા મેળવતાં અનુભવેલો.

એવા એ કાળની આ કથા છે. રાત્રીના દસ વાગ્યા છે છતાં અંધારાનો કંઇ પાર નથી, અંધારીયાના દિવસો અને તેમાંયે આકાશ વાદળથી ઘનઘોર છવાઇ ગયેલું. વરસાદ પણ થોડો પડી ગયેલો. વિજળીના ચમકારાની મદદ વગર એક પગલું પણ ભરવું જે વખતે અશક્ય હતું તે વખતે એક ત્રીસેક વરસનો યુવક પોતાના જૂનાપુરાનાં ખંડેર થઈ ગયેલા મકાન આગળ આવ્યો અને દીર્ઘ નિશ્વાસ નાંખી તેના દરવાજા ઉપર તેણે થાપ મારી. અંદરથી કોઈ વાટ જોઇનેજ ઉભું હોય તેમ દરવાજો ઉઘડી ગયો અને એ યુવકને પ્રેમભરી બે મધુરી આંખોયે વધાવી લીધો.

યુવક દેખાવડો હતો પરન્તુ ચિંતા અને વિષાદની કાળી છાયાથી એનું મુખ ઘેરાયેલું હતું. તેની અને દરવાજો ઉઘાડનાર યુવતીની આંખો મળતાં બન્નેના મુખ ઉપર સ્નિગ્ધ હાસ્યની છટા પથરાઈ ગઈ. પરન્તુ એ ક્ષણિક જ હતી યુવતીએ જાણે કંઇ પુછતી હોય તેમ યુવકના સામું જોયું અને યુવક નીચુ જોઇ રહ્યો.

તેણે કહ્યું: આજે ત્રણ ત્રણ વરસ થયા હું કંઈક કામ શોધી રહેલો છું પણ હજી મને પેટપુરતું મળે એવી નોકરી પણ ન મળી. આજે તો ગમે તેમ કરીને પણ કોઇક નોકરી શોધી કાઢવાનો નિશ્ચય કરીને નિકળેલો પણ સમૂળગો નિરાશ થઇને આવ્યો છું. હવે આપણું શું થશે તે પણ હું તો કલ્પી શકતો નથી. આપણા પેટને તો પાળવુંજ

પડશે ને ? સીવી ગુંથીને તેં અત્યાર સુધી તો ઘર નભાવ્યું છે પણ એ કેટલો વખત ચાલશે ?

'હશે આજે નોકરી ન મળી તો કાલે મળશે એમ નાહક ચિંતા શીદ કરો છો. ચાલો, ઉઠો થોડું જમી લો. ( મંદ હસીને ) આજ તો તમે ઠીક રાહ જોવડાવી. વાળુ લગભગ ઠંડુ થઈ જવા આવ્યુ છે.'

'ના આજે તો મને ભૂખ નથી .સવારે જમીશ. આજે આખો દિવસ રખડી રખડીને કંટાળ્યો છું જમવાને સારૂ રૂચિજ નથી રહી.

'ના, એમ ન ચાલે; તમે ન ઉઠો તો તમને મારા સમ, થોડું તો ખાવુંજ પડશે !

પત્નીનો આગ્રહ યુવકથી ન ટાળી શકાયો તે ઉઠ્યો અને જમવા બેઠો જમતાં જમતાં તેણે કહ્યું.

'આમ ક્યાં સુધી ચાલશે. મારે તારી મહેનત ઉપર ક્યાં સુધી જીવવું, તને સુખ આપવાનું તો વેગળું રહ્યું પણ તારી મહેનતથી જ હું અત્યારે ધાન ભેગો થાઉં છું. મને જ્યારે આ વિચાર આવે છે ત્યારે ખરેખર શરમ લાગે છે.

તમને શેની શરમ લાગે છે ? આજે સંજોગોને લીધે તમને કંઈ કામ નથી મળતું તે વખતે હું કંઈક થોડી મહેનત કરીને ખરચ ચલાવું છું તેથી ? તમે શું તમારામાં ને મારામાં કંઈ ભેદ માનો છો ? તમે મને તમારો જીવનસાથી નથી ગણતાં ? ઘર સંસાર ચલાવવાની જેવી તમારી તેવી મારી ફરજ નથી ?

'વ્હાલી, હું તો એમ કહેવા માગું છું કે મારે તો તને સુખી

કરવી જોઇએ તને જોઇતી વસ્તુ આણી આપવી જોઇએ અને ખાધે પીધે ઓઢવે પહેરવે તું સુખી થાય તેમ કરવું જોઇએ ?

'સારી વાત, મને ઢીંગલીની માફક સજાવવી જોઇએ કે જેથી તમારી આંખોએ ઠંડક વળે; જેમ કેટલાક પાળનારા પોતાના પાળેલા કુતરાં બલાડાંને પોતાના શોખની ખાતર સરસ ખાવાનું આપે છે તેમ મને પણ તમારે ખાધે પીધે સુખી રાખવી જોઇએ. તમારે મને તમારા વૈભવનું, સત્તાનું પ્રદર્શન બનાવીને ફેરવવી જોઇએ. કેમ એમજને ? યુવતી જરા હસી.

ગાંડી, તું આમ વાંકું કેમ બોલે છે ? હું તો મારા હૃદયનો બળાપો કાઢું છું અને તને માઠું લાગે છે. તું સુખી થાય અને આનંદમાં રહે એમ હું ન ઇચ્છું ?

શા માટે ન ઇચ્છો. તમે જેમ તમારા હૃદયનો બળાપો કાઢો છો તેમ હું પણ મારા હૃદયનો બળાપો કાઢું છું કે મારા પતિ, મારા માલિક મને પોતાનો મિત્ર, જીવનસાથી ન ગણતાં પોતાના ભોગનું એક સાધન માને છે. મને ઢીંગલીની માફક ઓઢાડવા પહેરાવવાની હોંશ ધરાવે છે અને પાળેલા જાનવરની માફક સારૂં ખાવાનું આપવાની ઇચ્છા રાખે છે.

તું આમ રાંડુ ન બોલ. આપણા મનલાયક મને નોકરી ન મળી એટલે પછી આજે તો મેં વિચાર કર્યો, કે આમ તો ઘરનું નભશે નહિ અને તું ક્યાં સુધી સહન કરીશ, આથી તો સરસ એજ છે કે મેંચેસ્ટર કાપડના એજંટ મિ. બોસે મને રૂ. ૨૫૦ માસિકની નોકરી આપવાનું જણાવ્યું છે તેનો મારે સ્વીકાર કરી લેવો. સુખે રોટલો તો ખાવા મળશે અને તારે પણ અત્યારે કરવું પડે છે તેવું વૈતરૂં નહિ કરવું પડે.

'પુરૂષો પોતાથી સહન થતું નથી, કાયર થઈ જાય છે ત્યારે પોતે તો તે કબૂલ કરતાં નથી, પરંતુ સ્ત્રીનોજ વાંક કાઢે છે. પરણેલો છે માથે સ્ત્રી પડી છે. એટલે આમ કરવું જોઇએ અને એમ કરવું જોઇએ. બિચારી સ્ત્રી; બધા દોષનું મૂળજ એ ને! કવિ કાળીદાસ ભવભૂતિ અને સંત તુલસીદાસે પણ એની સાક્ષી પૂરી છે ખરું?

ના, એમ નથી. તું ક્યાં મારે માથે પડી છે. આજ કેટલોયે વખત થયો તુંજ ઘરનો ખરચ નભાવે છે પણ એ સ્થિતિ મારાથીજ સહન નથી થતી. હુંજ કંટાળ્યો છું એટલે એવા નિશ્ચય પર આવ્યો છું. અને હવે ક્યાં સ્વરાજની લડત રહી છે. અત્યારે તો હિંદી સરકારે પરદેશી કાપડ ઉપર સારી રીતે જકાત વધારી દીધી છે. પણ મેંચેસ્ટર કાપડ હજી ઉપડે છે ખરૂં. કેટલાયે શોખીનોને તેના વગર ચાલતું નથી. અને એનો કંઇક પ્રચાર કરનારા હોય તો પ્રમાણમાં ઠીક ખપે, એટલે આ લોકો પ્રયત્ન કરે છે. જે શોખીનો હજી એ કાપડનો ઉપયોગ કરે છે તેમને તો આપણે અટકાવી શકવાના નથી તો પછી એમાંથી મારા જેવાને કોઇને રોજી મળે તો શું ખોટું?

'તમે ન્યાયશાસ્ત્ર તો ઘણું સારૂં ભણ્યા લાગો છો? એક દિવસ તમે પોતેજ મને સમજાવતા હતા કે વિદેશી વસ્ત્રના શોખે અને મોહે દેશનું સત્યાનાશ વાળ્યું છે. એનો ત્યાગ સ્વરાજ્ય મેળવવા માટે જેટલો આવશ્યક છે તેટલો તે ટકાવવા સારૂ પણ આવશ્યક છે. પણ આજે તો તમે ૧૯૩૦માં કૉલેજીયનો કરતા તેવી દલીલો કરો છો.

એમાં દલીલ જેવું શું છે? વાત સાચી નથી? વિદેશી કાપડ નહિ જેવુંજ આવે છે એ ખરૂં પણ એ કંઈ સદંતર બંધ તો નથી જ થયું. અને જે કંઇ થોડું ઘણું આવે છે તેને આપણે અટકાવી

શકીશું એવી કંઇ આશા પણ નથી. અને હવે તો સ્વરાજ છે એટલે સ્વરાજ સરકાર એની આયાત ઉપર અંકુશ તો રાખશે જ—અને તેથી જ હું કહું છું કે હવે વિદેશી કપડાથી કશું બ્હીવા જેવું નથી.

એમજ તમે એને પાછી પ્રતિષ્ઠા આપવા માગો છો. અને સ્વરાજ સરકારનું કામ વધારવા અને મુશ્કેલ કરવા માગો છો એમને? ભાવનાશાળી અને લોકોનો જેમનામાં વિશ્વાસ છે એવા જ્યારે પાટા પરથી ઉતરીને આચરણ કરે, તો પછી સાધારણ લોકોનું શું થાય? મહાજનો યેન ગતઃ સપન્થઃ એ બિચારા તો એજ રસ્તે વળવાનાને! ખાદી મોંઘી પડતી હતી છતાં લોકો ૧૯૩૦ માં તે ખરીદતા અને પહેરતા શા માટે તેની પાછળ ત્યાગ, દેશસેવા અને ગાંધીજી જેવા તપના શીલવાળા મહાત્માની પ્રતિષ્ઠા હતી. ૧૯૩૦ માં જે એક વખતે અસહકાર યુદ્ધમાં મહાન સ્તંભ ગણાયો એક પ્રાંતની સરમુખત્યારી આપેલી તે આજે આવા ત્યાજ્ય ધંધામાં પડવાની વાત કરે એ કેટલું શોચનીય ગણાય. પણ તમે જાણો છો ને એ પહેરો ભરવાના કામમાં હુંયે એક વખત આગેવાન બની હતી આજે તમારી ચોકી કરવી એ કંઇ મને બહુ ભારે નાહિ પડે, યુવતી મંદ હસી.

યુવક પત્નીની દલીલોથી હાર્યો કે તેની પાછલી ધમકીથી કે તેના મંદ હાસ્યથી એ કોણ કહી શકે. તેણે કશો ઉત્તર આપ્યો નહિ તેના મુખ ઉપર તેની મુંઝવણ તેવીને તેવીજ કાયમ છે એમ દેખાતું હતું. થોડીવારે તે બોલ્યોઃ—

વ્હાલી તારી સલાહ વગર હું કાંઇ પણ પગલું નહિ ભરૂં એની હું તને ખાતરી આપું છું. અત્યારે મારા મગજનું ઠેકાણું નથી. મને બધેજ અંધકાર—અંધકાર લાગે છે. હું પુરૂષ છું અને મારે પુરૂષાર્થ

કરવો જોઇએ તને સુખી કરવી જોઇએ વગેરે વિચારો તો મને આવે જ છે. બીજી તરફ મને યોગ્ય ધંધો મળતો નથી. આથી મારૂં પુરૂષ તરીકેનું અભિમાન હણાય છે અને એ હું સહન નથી કરી શકતો. જ્યાં નજર નાંખું છું ત્યાં બધેજ મને અંધકાર જેવુંજ લાગે છે, ક્યાંથીયે મને પ્રકાશની આશા નથી. ગાંધીજી તો અંતરાત્મા જે કહે તે કરવાનું કહે છે. પણ મને તો ત્યાં પણ પ્રકાશ નહિ મળશે. મારા અંતરમાં ઉંડા ઉતરૂં છું ત્યાં મને તો મારૂં અભિમાન બેઠેલું દેખાય છે. મારી બુદ્ધિના બળે હું જે અભિપ્રાય માગું છું, તેની તે હા પાડી દે છે. મને એકે રસ્તો સૂઝતો નથી. તું ન હોત, તારો નિસ્વાર્થ પ્રેમ જો મારૂં રક્ષણ ન કરતો હોત તો આટલે તો મેં ક્યારનીયે આત્મહત્યા કરી લીધી હોત અથવા એવે રસ્તે ચાલ્યો ગયો હોત કે હું કોઇને મોઢું દેખાડવાને લાયક ન રહ્યો હોત !

યુવકે પોતાના હાથ લીધેલો કોળીયો થાળીમાંજ પાછો નાંખી દીધો અને હાથ ધોઈ નાંખ્યા. યુવતીએ યુવકની પથારી તૈયાર કરી રાખી હતી. તે તેને ત્યાં લઇ ગઇ અને યુવક સૂતો એટલે તેનું માથું દાબતી તે પાસે બેઠી યુવતીએ કહ્યું:-

'હવે તમે સુઇ જાઓ. કશી ચિંતા ન કરતા, આપણું તો નભે જ છે તેમ નભશે. ધીરજ રાખશું તો આપણાયે સારા દિવસો આવશે !'

યુવક કંઇ બોલવા જતો હતો તેની પત્નીએ તેને વાર્યો, 'તમે સુઇ જાઓ હવે હું તમને બોલવા દેવાનીજ નથી' અને સાચેજ યુવક થોડી વારમાં ઉંઘી ગયો અને સ્વપ્ન સૃષ્ટિમાં વિચારવા લાગ્યો. એ સ્વપ્નાં કેવાં હશે તે વાચકજ કલ્પી લેશે.

૨

## સેવાધર્મો પરમગહનો યોગિનામપ્યગમ્યઃ ।

બીજે દિવસે સ્હવારે નાશ્તો કરાવીને યુવતીએ પતિને ધંધો શોધવા સારુ વિદાય કર્યો. સાંજે એ પાછો આવે ત્યાં સુધીમાં એણે કેટલુંક સીવવા ગૂંથવાનું લાવી મૂકેલું તે તૈયાર કરવાનું હતું અને તેથી તે કામમાં વળગી. યુવક બપોરે જમવા આવતો નહિ એટલે યુવતીને પણ બપોરના ખાવાની કશી ચિંતા ન હતી. યુવતીનું નામ સરલા હતું. મહોલ્લામાં સ્ત્રીઓમાં સારું માન જળવાતું. ઘણી પુખ્ત ઉંમરની છોકરીઓ એની સલાહ લેવા આવતી અને સરલા પણ તેમને યોગ્ય સલાહ આપી સંતોષતી. એક રીતે સરલા સુખી હતી. પોતાની મહેનતથી તે એટલું કમાતી કે તેથી બે જીવનું પાલન થઇ શકે, અને આ કામમાં અને ઘરના કામમાં મળી એને સવારના પાંચ વાગ્યાથી તે રાતના દસ વાગ્યા સુધી જરાયે વિરામ ન મળતો. પણ એમાં એને અસંતોષ ન હતો. પતિના મુખ ઉપર જ્યારે તે વિષાદની છાયા જોતી ત્યારે એને ચિંતા થતી ખરી. પતિને એ દિલાસો આપતી અને તેમને સુખી કરવાનો પ્રયત્ન કરતી. એનો પતિ એના આ સદ્‌ગુણોની હમેશાં કદર કરતો.

પણ તેમના પડોશમાં હમણાંજ આવેલા એક અધિકારી રહેતા હતા. પૈસા પાત્ર હતા. તેમનાં પત્ની યમુનાથી સરલાનો આવો આવો પણ વૈભવ સહન થયો નહિ, મહોલ્લાની બધી સ્ત્રીઓ મોટે ભાગે સરલાનીજ સલાહ લે અને તે આવે, બેસે, વાતો કરે અને એને ત્યાં એ અધિકારીની અને પૈસા પાત્રની સ્ત્રી હોવા છતાં કોઈ આવે નહિ એ એનાથી કેમ સહન થાય ? એણે સરલાની નિંદા

કરવા માંડી. પણ મહોલ્લામાં સરલા વિષે બધાને જ માન એટલે એનો એ પાસો ફોગટ ગયો. આજે એણે પોતાના ઘરનો બધો કચરો સરલાના આંગણા આગળ નાંખેલો અને ત્યાંજ પોતાના નાના છોકાને ઝાડે ફરવા પણ બેસાડયો. સરલાએ એ જાતેજ બધું કશુંયે બોલ્યા વગર સાફ કરી નાંખ્યું. આમ યમુનાની દાઝ વધી અને તેણે બારણે નીકળીને બોલવા માંડયું.

'બાઇ. જોયું લોકોને કેવુંક અભિમાન હશે? થોડું ભણ્યા એટલે ચીબાવલાપણું તો આવેજ ને! અને તેમાંયે આ મહોલ્લાની બાઈઓએ બધીઓએ મળીને બાને ફટવી મૂકયાં છે! જરાક કચરો તેમ પડી ગયો તેમાં થયું શું? હમણાં વાળનાર આવત ને સાફ કરી જાત. અને છોકરાં તો શેનાં ગમે? કોઇ દિવસ પ્રસવની પીડા જાણી હોય ત્યારેને?

યમુનાએ તો આમજ બોલવાનું ચાલુજ રાખ્યું. સરલા કશું બોલી નહિ. પણ તે દિવસથી યમુનાએ કચરો સરલાના આંગણામાં નાંખવાનો બંધ કર્યો હશે એમ કોઈ ન માનેઃ એ કચરો તો રોજ તે તરફજ નંખાતો અને સરલા રોજ તે સાફ કરતી.

મહોલ્લાની સ્ત્રીઓ આ બધું જોયાં કરતી. કેટલાકને આનો ત્રાસ છુટતો પણ જ્યારે સરલાજ કશું બોલે નહિ તો બીજું કોઇ શું બોલે? પણ યમુનાએ તો પોતાનું કામ ચાલુંજ રાખ્યું, રોજ કંઇ ને કંઈ પજવણી કરવી. સરલાનો સ્વચ્છતાનો આગ્રહ યમુનાને ટાપટીપ અને નખરાં લાગતાંઃ સરલા કશું પણ બોલ્યા ચાલ્યા વગર બીજાએ નાંખેલો કચરો પોતાના આંગણામાંથી વાળી નાખે ત્યારે તે યમુનાને આગેવાનીનો દંભ લાગતો. આમ દરેક બાબતમાં તે કંઇ ને

કંઇ અવળો અર્થ કરીને સરલાને પજવતી પણ સરલા કોઇ દિવસ યમુના સામે બોલી નથી. કોઈએ જ્યારે સરલાને સલાહ આપી કે 'તું આ બધું કેમ સહન કરે છે? અમે બધા તારા પક્ષમાં છીએ એ કચરો બધો તારા આંગણામાં નાખે છે, તેમ તું પણ તારો કચરો એના આંગણામાં કાઢને!' પણ સરલા તેનો જવાબ આપતી "આપણાથી એ ન થાય. સ્વરાજનો અર્થ જ એ છે કે આપણે આપણી જવાબદારી સમજીએ અને સ્વદેશીનો અર્થ એ છે કે આપણે આપણા પડોશીનો વિચાર કરીએ. આપણું કોઇ કામ એવું ન હોય કે જેથી આપણા પડોસીને કષ્ટ થાય એ જોવું જોઇએ. સિદ્ધાન્તની ખાતર કોઇને કંઇ કષ્ટ થાય તો તે વાત જુદી છે. પણ આમાં એવું શું છે? એ પણ ધીરેધીરે સમજશે.'

× × × ×

સરલાના પતિને હજી કશી નોકરી મળી નથી. રોજ તે રખડી રખડીને આવે છે, પણ તે નિરાશ થઇને એનું મગજ પણ અત્યારે લગભગ બેબાકળું જેવું થઈ ગયું છે. એને લાંબા વિચારો નથી સુઝતા. સરલાના આગ્રહને વશ થઇને એણે મી. બોસની માગણીનો અસ્વીકાર કર્યો છે. હમેશાં વિચારને વિચાર જ કર્યા કરવાની હવે એને ટેવ પડી ગઇ છે અને તે રોજ સુકાતો જાય છે. આવી એની દુર્બળ મનોદશા થઈ પડી છે.

મનહરલાલની આવી મનોદશા વિષે યમુના પૂરેપુરી જાણકાર છે! તે તેના ઘરની રજેરજ સ્થિતિથી વાકેફગાર છે. તેણે મનહરલાલની દુર્બળ મનોદશાનો લાભ લેવાનો વિચાર કર્યો. મનહરલાલ સાથે વાતચીત કરવાનો પ્રસંગ તો પડોસી હોવાથી તેને ઘણી વખત

નં૦ ૧૯૨૭૩

મળતો. આવા એક પ્રસંગે તેણે મનહરલાલના પુરૂષપણા ઉપર હુમલો કર્યો: તમે પુરૂષો કંઈ સમજતા નથી. સ્ત્રીઓને તો અમે સ્ત્રીઓ જ ઓળખી શકીએ. તમે તો આખો દિવસ ફર્યા કરો છો અને રાત્રે મોડા ઘેર આવો છો, પણ સરલા આખો દિવસ શું કરે છે એનો કંઈ ખ્યાલ રાખો છો ખરા? ઘર ખરચની ચિંતા તમારે નથી કરવી પડતી એટલે શું તમે જીત્યા એમ માનો છો. તમે તો આખો દિવસ ચિંતાતુર દેખાઓ અને સૂકાતા જાઓ છો. પણ સરલા રોજ પટીયાં પાડીને માથું ઓળે, એકદમ બગલાની પાંખ જેવો સફેદ સાલ્લો પહેરી ફરે, એ બધું કોને સારૂ કરે છે એ જ હું તો સમજી શકતા નથી.

મનહરલાલ પુરૂષ હતો. પુરૂષો સ્ત્રીઓ કરતાં પણ આવી બાબતોમાં વધારે વહેમી હોય છે. તેઓ પોતાની સ્ત્રી ઉપરનો પોતાનો માલિકી હક ભૂલી શકતા નથી. અને હમણાં હમણાં તો મનહરલાલનું મગજ પણ સ્હેજ સ્થિર ન મળે, એટલે યમુનાના આટલા શબ્દો એના મનમાં ઝેર ફેલાવવા માટે બસ થઇ ગયા. એને શંકા ગઈ કે સાચે જ આમાં કંઇ ભેદ તો નથી. આજ ત્રણ ત્રણ વરસ થયાં એ ઘરનું ખરચ નભાવે છે. સીવવા ગૂંથવામાં એટલું તો એ શું કમાઇ લેતી હશે. અને એના વાળ કપડાં વગેરે બધું રાખે છે તો ટાપટીપથી મારે એની તપાસ કરવી જોઇએ.

મનહરલાલના મગજમાં આ ભૂત ભરાયું ત્યારથી તો એ વિશેષ ઉદાસીન રહેવા લાગ્યો. કંઇક વિચારવાયુ જેવું પણ થતું હોય એમ જણાવા લાગ્યું. સરલાએ ઘણીએ વખત આજીજી કરી કરીને પૂછ્યું પણ કંઇ ઉત્તર મળ્યો નહિ. સરલા પણ શું કરી શકે તે મુંઝાઈ. પણ મનહરલાલે તેને તેના મનનો વ્હેમ નીકળવા દીધો નહિ.

હમણાં હમણાં કેટલોક વખત થયાં એ ઓચિંતો કેટલીયે વખત ઘેર આવી જતો. પણ યમુનાની વાતને ટેકો આપે એવું કશું તેને ન મળતું છતાં, તે મનમાંથી વહેમ ન કાઢી શકયો તે ન જ કાઢી શકયો.

*　　*　　*　　*

આજે સરલાનો ભાઇ સરલાને મળવા આવ્યો હતો. બંને ભાઈ–બ્હેન ઘણે વખતે મળ્યાં એટલે ખૂબ રાજી થયાં હતાં અને સરલા પોતાના પીયેરની વાતો અને પોતાના ભત્રીજાઓના ખેલવાડ યાદ કરી કરીને હસતી હતી. યમુનાએ સરલાના ભાઇને કોઈ દિવસ જોયેલો નહિ એટલે એ શું ચાલે છે એ જોવાનો તે પ્રયત્ન કરતી હતી અને આ તરફથી મનહરલાલનું આવવું થયું. મનહરલાલે યમુનાને જોઈ તેણે એ પણ જાણી લીધું કે, કોઈ પુરૂષ ઘરમાં છે. તેને પોતાનો વહેમ પ્રત્યક્ષ થતો દેખાયો. મગજ ઉપર લોહી દોડી જવા લાગ્યું અને તેણે ભારે પગે પોતાંના ઘરમાં પ્રવેશ કર્યો. પણ જ્યાં ઘરમાં પ્રવેશ કરે છે કે તેણે પોતાના સાળાને પોતાને આવકાર આપતો જોયો. એ જોઇને તો મનહરલાલ ખૂબ ભોંઠો પડયો. કેટલાયે વખતની મગજની દુર્બળતા હતી જ. તેમાં તે જુદી જ ધુન લઇને ઘરમાં આવતો હતો અને ઘરમાં તો તેથી કંઈ જુદુ જ આવ્યું. તેનાથી પણ આ વખતે સરલાની નિર્દોષતા સહન ન થઈ. તેને જે આઘાત લાગ્યો તેથી તે મૂર્છાવશ થઇને પડયો.

સરલાએ અને તેના ભાઇએ મળીને તેને ખાટલામાં સૂવાડયો. મનહરલાલ મૂર્છામાંથી જાગ્યો પણ તેનું મગજ ઠેકાણે ન હતું. તે ગાંડો થઈ ગયો હતો અને પથારી વશ હતો. તે શું કરે છે અને શું બોલે છે તેનું તેને ભાન ન હતું. ડાકટરોને ચિકિત્સા માટે સરલાનો

બાઇ તેડી લાવ્યો. ડાક્ટરોએ તપાસીને Melancholia વિચાર વાયુમાંથી આવેલું ગાંડપણુ તેને ઠરાવ્યું અને તેની દવા કરવા માંડી.

*　　*　　*　　*

લગભગ ચાર મહિના સુધી દવા અને શુશ્રુષા કરી ત્યારે મનહરલાલનું શરીર ઠેકાણે આવ્યું. મગજમાં તો હજી પણુ કંઈક ખામી રહી ગયેલી પણુ તે નહિંજ જેવી. પણુ એ ચાર મહિનાંમાં સરલાએ શું શું વેઠ્યું તેની કલ્પના કેમ કરી શકાય. મનહરલાલ પોતાના ગાંડપણુમાં પેલો પોતાનો વહેમ અને તેના મૂળમાં યમુના હતી તે બધું કહી ગયેલા. સરલાને તે સાંભળીને ઘણો આઘાત થયો. પણુ યમુના ઉપર તેને જરા પણુ રોષ ન આવ્યો. પતિની શુશ્રુષા કરવી, દવા દારૂના ખરચ માટે અને ઘરના નભાવ માટે પૈસા પણુ જોઇએ. એટલે સીવવા ગુંથવાનું કામ પણુ હમણાં તેને રાતના બાર બાર વાગે બેસીને પણુ કરવું પડતું; અને તેમાં યમુનાની પજવણી તો ચાલતીજ હતી. ને પડોસી તરીકે તેને મદદ કરવાને બદલે તેનું કામ વધારતી, પણુ સરલા બધુંજ સહન કરતી. કેટલીક વખત તો પૈસા ન હોવાને લીધે એને ભૂખે દિવસ કાઢવા પડતા. આ બધાને પરિણામે એના શરીરને ક્ષય લાગ્યો હતો. પણુ તે જુવે કોણુ તેની દરકાર કોણુ કરે? જે દિવસે મનહરલાલ સાજો થઇને ઉઠયો તેજ દિવસે રાતના સરલાના ટાંટીયા ભાંગી પડયા અને તે ખાટલાવશ થઇ પડી. મનહરલાલ ગભરાયો પણુ તે સરલાને બહુ મદદ કરી શકે તેમ ન હતું છતાં તેણે હિંમત એકઠી કરી તેની સુશ્રુષા કરવા માંડી. પોતાના એક મિત્ર પાસેથી થોડા પૈસા લાવીને ખરચ નભાવતો હતો. પણુ સરલાની બીમારી જીવલેણુ નીકળશે એવો તેને ખ્યાલ ન હતો.

તેણે સરકારી ખાતામાં એક સારા પગારની નોકરી ખાલી પડી હતી તેને સારૂ પોતાની યોગ્યતા જણાવી .. અરજી કરી હતી. હજી તેનો જવાબ ન હતો આવ્યો, પણ જે અધિકારીની પાસે એ અરજીનો નિકાલ થવાનો હતો તે, મનહરલાલની યોગ્યતા સારી પેઠે જાણતો હતો. એટલે આ વખતે મનહરલાલને એ જગ્યા મળશે એવી એના મિત્રોમાં ચર્ચા ચાલતી હતી.

સરલાની તબીયત તો દિવસે દિવસે બગડતી ચાલી. સરલાના મુખ ઉપર આટલી માંદગી હોવા છતાં આત્મસંતોષની છાપ સ્પષ્ટ દેખાતી હતી. આજે સવારે યમુનાએ આવીને એની માફી માગી હતી અને કહ્યું હતું; બ્હેન મેં તને પંજવવામાં કંઈ બાકી નથી રાખી. પણ તેં કોઈ દિવસ રોષ નથી કર્યો. આજે હું તારી પતિસેવાની, લોકસેવાની અને વિનયની કદર કરી શકું છું. હું ઘણી અભિમાની હતી. તેં મારૂં અભિમાન દૂર કર્યું, મારી આંખો ઉઘાડી નાંખી, ઇશ્વર તને દીર્ઘાયુ કરે, અને સુખના દહાડા તને પણ જોવાના મળશે.'

'બ્હેન આજે તમે આવ્યાં એ સારૂ કર્યું. મેં સુખની આશા નથી રાખી. અને જે સારૂ લાગ્યું તે કરવામાં જ મને સુખ મળ્યું છે, એ સુખ જ મારૂ હૃદય ભરી દેવાને સારૂ બસ હતું. પરિણામનું સુખ કેવું હશે એની મને કલ્પના નથી અને તેથી મને તેની આશા પણ નથી. આજે તો તમે આવ્યા એટલે મને ખૂબ સંતોષ થયો છે નહિ તો મારા મનમાં એટલા કાંટા રહી જાત પણ, આજે મને ખૂબ સંતોષ છે.'

તેજ રાત્રે સરલાએ પોતાના નશ્વર દેહનો ત્યાગ કર્યો. સરલાનો અગ્નિ સંસ્કાર કરી આવ્યા પછી મનહરલાલને જે નોકરી માટે તેણે

અરજી કરી હતી ને નોકરી પર હાજર થવાનો હુકમ મળ્યો. તેણે તે વાંચ્યો એક અટહાસ્ય કર્યું અને ફાડી નાંખ્યો. તે પછી તે કોઇ દિવસ જોવામાં આવ્યો નથી.

મોહનલાલ મગનલાલ ભટ.



# હરદ્વારનો સન્યાસી.

## પ્રયોજક—વકીલ રત્નેશ્વર ભવાનીશંકર.

( ૧ )

અમારી પરિક્ષા પુરી થઇ ગઇ હતી એટલે મેં અને હર્ષદભાઇએ થોડો વખત બહાર ગામ જવાનો વિચાર કર્યો. ક્યાં જવું તેની વાટાઘાટ થઇ અને આખરે હરદ્વાર જવાનો વિચાર કર્યો. અમારી સાથે હર્ષદભાઇની નાની બેન સરલા પણ તૈયાર થઈ ગઇ હતી. મારી સાથે એને સારો પરિચય હતો. એ અવિવાહિતા હતી. એની ઉમ્મર આસરે સત્તર અરાઢ વર્ષની હશે. અમારાં સગાંવહાલામાં ગનેસને વાત ચાલ્યા કરતી હતી કે સરલાનાં લગ્ન મારી સાથે થશે. અમારાં બન્નેનાં મન પણ પરસ્પર મળેલાં હતાં. કેટલીક વાર તો એ મારા પ્રેમને ઉત્તેજીત કરવા મને ચીઢવતી પણ ખરી.

અમે હરદ્વાર યથા સમયે પહોંચી ગયા. લકસરથીજ ઠંડી હવા જણાતી હતી, ભૂમિ હરીઆળી હરીઆળી લાગતી હતી. અમે જાણે દેવ ભૂમિમાં મુસાફરી કરી રહ્યા હોય તેવું અમને ભાન થતું હતું. આ વર્ષે યાત્રાળુઓની ઘણી ભીડ હતી. કાંગડીમાં દર વરસની માફક આ વર્ષે પણ જલસો હતો. અમે ત્યાં જવા વિચાર કર્યો. હરદ્વારથી કાંગડી જવા માટે ટાંગા અને બળદ ગાડીઓનો પ્રબંધ કરવામાં આવ્યો

હતો. મેં કહ્યું કે સરલાથી નહી ચલાય માટે એક ટાંગો કરી લઇએ પરંતુ સરલાએ તો એક ટાંગામાં બેસવાની ના પાડી, એણે ચાલવાનું પસંદ કર્યું. એટલે અમારો સામાન અમે બળદ ગાડીમાં ભર્યો અને અમે પગે ચાલતા થયા. ગાડીવાળાએ કહ્યું કે બાબુજી, તમે ચાલતા થાવ હું આવું છું. કનખલ મુકયા પછી અમને રસ્તો જરા કઠણ લાગ્યો. રેતી, કાંકરા અને પત્થર વાળો રસ્તો હતો અમે બે એક માઇલ ચાલ્યા હોઇશું એટલે સરલા થાકી ગઈ હોય એવું મને જણાયું એટલે મેં કહ્યું "સરલા થાકી ગઇ કે શું?" એણે કહ્યું "ના" મેં કહ્યું ચાલો ડોળી કરી લઇએ પણ એણે એ વાત ન કબુલ કરી, માનીની પોતાની હાર કબુલ કરતી હશે? અડધો માઇલ વધારે ચાલ્યા પછી હું તો બેસી ગયો. મેં કહ્યું કે ભાઈ મને તો થાક લાગ્યો, ભુખ એવી કકડીને લાગી છે કે ખાધા વગર એક કદમ પણ આપણાથી નહી ચલાય. હવે સરલાનો વારો આવ્યો. મારૂં કહેવું સાંભળીને એ તો ખડખડાટ હસી પડી અને કહેવા લાગી "વાહ, હોશીઆરી તો બહુ લગાવતા હતા અને આમ કેમ." મેં મારો પરાજય કબુલ કર્યો અને મનમાં બોલ્યો સરલા મારા આ પરાજયના મર્મને તું શું સમજે? અમે અહીં થોડીવાર થોભ્યા છતાં સામાનથી ભરેલી અમારી ગાડી આવી પહોંચી નહોતી. તેથી અમે તેની રાહ જોતા બેઠા. હવે તો મને ખરેખરી ભુખ લાગી હતી. આમ તેમ નજર દોડાવી તો થોડે દૂર એક પર્ણકુટી જણાઇ. અમે તે તરફ ચાલ્યા. એ પર્ણકુટીમાં એક સન્યાસી મહાત્મા રહેતા હતા. મહાત્માજી દર્ભાસન ઉપર ધ્યાનમાં નિમગ્ન થઇને બેઠા હતા. એ ભવ્ય જણાતા હતા, એમનું શરીર હૃષ્ટ-પુષ્ટ હતું. ઉંચા અને તેજસ્વી હતા. એમની ઉમ્મર ૨૫–૩૦ થી વધારે નહોતી જણાતી.

થોડીવારે મહાત્માજીએ આંખ ઉઘાડી. અમે એમને નીચા નમીને પ્રણામ કર્યા. એમણે અતિ પ્રેમથી અમારૂં સ્વાગત કર્યું. થોડાં તાજાં ફળ અને શેકેલા ચણા અમારા આગળ લાવીને એમણે ધરી દીધા. અમે તે આરોગીને અમારી ક્ષુધાને શાંત કરી. પછી અમે એમની સાથે વાતો કરવા માંડી. વાતો ઉપરથી જણાયું કે બીજા સાધુ સન્યાસીઓ કરતાં એ જુદીજ કોટીના હતા. રાજનીતિ, ધર્મ, સમાજ વિગેરે વિગેરે પ્રશ્નો ઉપર એમના વિચારો અમને સમજવા જેવા લાગ્યા. અમને એમના ઉપર શ્રદ્ધા ચોંટી. પણ મને એની એક વાત ખરેખરી ખુંચવા લાગી. એ વારંવાર મારી સરલા સામું જોયા કરતા હતા એમને સરલા સાથે વાતો કરવાનું બહુ મન હોય એમ મને જણાયું. સરલા જો કાંઇ પ્રશ્ન પુછતી તો તેનો ઉત્તર એ અતિપ્રેમથી આપતા. સરલા પણ જાણે એમનેં લાંબા વખતથી ઓળખતી હોય તેમ એમની સાથે વાત કરતી હતી તેથી મને જરા ઇર્ષ્યા પણ થઇ આવી. એને બીચારીને શી ખબર કે સ્ત્રીની દૃષ્ટિની નિર્દોષ રમત એ એના પ્રેમીને હૃદયમાં લાગેલા બાણ જેવી જણાય છે.

અમારો ગાડીવાળો આવ્યો અને અમે સન્યાસીને પ્રણામ કરીને ઉઠયા. સ્વામીજી દૂર સુધી અમને વળાવા આવ્યા અને પાછાં ફરતાં જરૂર અહીં આવજો એવો અમને એમણે આગ્રહ કર્યો.

## ( ૨ )

કાંગડી ખરેખરી પૂણ્ય ભૂમિ છે. મને નાસ્તિકને પણ અહીં આસ્થા ચોંટી. સરલાને પણ સમજાયું કે સાદા જીવનમાં ખરૂં તત્ત્વ રહેલું છે. હર્ષદભાઈ તો ભક્તિ ભીના થઈ ગયા: એ કહેવા લાગ્યા. “જુઓ આનું નામ તે ત્યાગ, આપણી આર્ય સંસ્કૃતિ અહીંજ જણાય

છે, ખરેખર આપણી આર્ય સંસ્કૃતિના આદર્શ અતિ ઉચ્ચ છે."
અમે એ રાત ત્યાં રહ્યા. ત્રીજે દીવસે સવારે મારી માતા માંદા થઈ ગયાં છે તેવો મને તાર મળ્યો એટલે મારે ગયા વિના છુટકો નહતો. હર્ષદભાઇ અને સરલા તો રહ્યાં. હું એકલો નીકળ્યો. રસ્તામાં પાછી પેલા સન્યાસીની પર્ણકુટી આવી. અત્યારે સન્યાસી ધ્યાન મગ્ન નહોતા. મને જોઇને તરતજ ઉઠયા અને આદરપૂર્વક મને એ પર્ણ-કુટીમાં લઇ ગયા. હું અંદર જઇને બેઠો છતાં એમની દૃષ્ટિ તો પર્ણકુટીના દ્વાર તરફજ હતી, એ કોઇના આવવાની રાહ જોતા હોય એમ જણાયું. હું સમજી ગયો. એમના ઉપર હું પહેલેથીજ ઇર્ષ્યાને લીધે બળી ઉઠેલોતો હતોજ એટલે હું રાતોપીળો થઇને બોલી ઉઠયો "સંસારના પદાર્થોથી વિરક્ત થએલા સ્વામીજી, આપ જેની આતુર-તાથી રાહ જુવો છો તે મારી સાથે નથી આવી." મારૂં આ વાક્ય સાંભળીને સન્યાસી શરમાઈ ગયા, ભોંઠા પડી ગયા, એમના અંતરા-ત્મામાં મારા મર્મ પ્રહારે ઉથલપાથલ કરી મુકી. ચાર પાંચ મીનીટ એમનું મન ભયંકર યાતના ભોગવી રહ્યું હતું. પછી ધીમે રહીને એ બોલ્યા "ભાઇ, તુંયે પુરૂષ છું અને હુંયે પુરૂષ છું. જો તને મારા જીવનવૃત્તાંતની ખબર હોત તો તો આ મર્મ વચનોનો પ્રહાર કરવાને બદલે તને મારી સહાનુભૂતિ કરવાનું મન થાત."

સ્વામીજીની મનોદશા દેખીને મને પણ મારા અવિવેક માટે પસ્તાવો થયો. એમનાં કરૂણાથી ભરેલાં વચન સાંભળી મને ગ્લાનિ થઇ આવી. ધીરે રહીને મેં કહ્યું "સ્વામીજી આપનો ઉદ્વેગ જોઇ મને ઘણો પસ્તાવો થયો છે, મને આપ ક્ષમા કરો."

ભાઈ મને તમારા બોલવાની કશી રીસ ચઢી નથી. મારા જેવા નીચને જેટલો ઠપકો અપાય તેટલો થોડો છે. તમે મારી નબળાઇ

પકડી કાઢી છે તો હવે હું તમને મારૂં તમામ વૃત્તાંત સંભળાવું છું. એથી મારા મનનો ભાર હલકો થશે. સાંભળો:—

( ૩ )

મારો જન્મ ઉચ્ચ બ્રાહ્મણ કુળમાં થયો છે. અમારા ગામમાં મારા પિતા શ્રીમંત ગણાતા હતા. એ મહાબુદ્ધિમાન અને ઉદાર ચરિત હતા. બે એક વર્ષ મને અભ્યાસ કરાવીને આઠમે વર્ષે એમણે મને નીશાળે બેસાડયો. શરૂઆતથીજ ભણવામાં હું સારો નીકળ્યો. દર વર્ષે હું પાસ થતો ચાલ્યો. અને તે પણ પહેલે બીજે નંબરે. મને ભણવામાં વધારે ઉત્સાહ મળે તેટલા માટે મારા પિતાજી મને કાંઈ કાંઇ મારા મનપસંદ ભેટો પણ આપતા હતા. નાનપણથીજ કુદરતી રીતે હરીફાઇમાં ઉતરવાની મને ટેવ પડી ગઇ હતી. કલાસમાંનો કોઇ છોકરો મારાથી ઉપલો નંબર લઈ જાય તે મારાથી ખમી શકાતું નહી. ધીરે ધીરે મને એક સહાધ્યાયી મળી ગયો. અમારી મિત્રતા દિન પ્રતિદિન વધતી ગઈ. અમે બન્ને મિત્રો મેટ્રીકમાં પાસ થઇને કોલેજમાં ગયા. અમે હોસ્ટેલમાંજ રહેવાનું રાખ્યું. ધીમે ધીમે સાહિત્ય પ્રતિ, મારૂં ચિત્ત વધારે ઢળવા લાગ્યું. હું કાવ્ય પ્રેમી બન્યો ભાવનાવાદી થતો ગયો, છેવટે સૌન્દર્યનો પુજારી બન્યો. મારી રસિકતાની કોલેજમાં વાતો થવા લાગી. મારી રસવૃત્તિને લીધે મારા મિત્રો પણ વધ્યા. મિત્રો જરાવાર પણ મને એકલો પડવા દેતા નહી. મને ખરેખર મિત્રોનું વ્યસનજ લાગ્યું. કોઈ મિત્ર મારાથી રીસાય તો તેને મનાવવો, કોઇ મિત્ર નાટક સીનેમા જોવાની ઇચ્છા જણાવે તો તેને ખુશ રાખવા નાટક સીનેમામાં જવું વગેરે પ્રકારનો મારો નિત્યનો વ્યવસાય થઇ પડયો. મારા સહાધ્યાયી મિત્રનું નામ તો કહેવું રહીજ ગયુ. એનું નામ હતું પ્રિયસુખ અમે બન્ને મિત્રો પ્રીવીયસ અને ઇન્ટરની

પરીક્ષા પાસ કરી બી. એ. માં ગયા. સૌન્દર્યની ઉપાસના કરતાં કરતાં હું પ્રેમનો પુજારી બન્યો પ્રેમ કેવો હોવો જોઇએ તેનો વિવેચક બન્યો, એ વિષયના વિચારોમાં હું મશગુલ રહેતો. એકવાર મારી પ્રકૃતિ શાથીલ હતી. હું મારી રૂમમાં સુઈ રહ્યો હતો. મારો સહાધ્યાયી મિત્ર પ્રિયસુખ મારી પાસે બેઠો હતો. વાત ઉપરથી વાત નીકળતાં એણે મને કહ્યું નિરંજન મિત્ર તો એક હોઇ શકે, કાંઇ મિત્રનું ધાડું ન હોય. આ તો જે આવ્યો તેને તું મિત્ર કરી સ્થાપે છે. અને તારો પ્રેમ સર્વમાં વહેંચી નાખે છે. પ્રેમ તો એકજ વ્યક્તિ ઉપર હોવો જોઇએ. ભ્રમરની પેઠે પુષ્પે પુષ્પે ભટકવું એ પ્રેમ નથી. આ બધી જંજાળ છોડી દે.

પ્રિયસુખની વાત મારે ગળે ઉતરી. મેં હવે સર્વ મિત્રોને તીલાંજલી આપી દેવાનો નિશ્ચય કરી દીધો. પહેલાં તો મને ઘણી મુશ્કેલી નડી પરંતુ પ્રિયસુખની સહાયથી મિત્રોની ઉપાધી મને છુટી ગઈ, અમે બન્ને એમ. એ. પાસ થયા. અત્યાર સુધી હું ફર્સ્ટ કલાસજ આવતો હતો પણ એમ. એ. માં હું સેકન્ડ કલાસ આવ્યો. હર વખતે ફર્સ્ટ કલાસ આવનાર વિદ્યાર્થી સેકન્ડ કલાસ આવે તો તેના મનની વેદના કેટલી બધી વધી પડે તે તેજ જાણી શકે. પ્રિયસુખ હંમેશાં સેકન્ડ કલાસ આવતો હતો આ વખતે એ ફર્સ્ટ કલાસ આવ્યો. અમારી કોલેજમાં એક પ્રોફેસરની જગ્યા ખાલી પડી હતી તે એને મળી. એટલે પછી મારી વેદનાનું તો પૂછવુંજ શું? મેં પણ નોકરી માટે પ્રયાસ કર્યો મને પણ ગુજરાત કોલેજમાં કેટલીક લાગવગથી એસીસ્ટંટ પ્રોફેસરની જગ્યાં ખાલી હતી તે મળી.

હું ફર્સ્ટ કલાસમાં ન આવ્યો તેથી મને ઘણું લાગી આવતું હતું મેં વિચાર કર્યો કે વિદ્યાર્થીઅવસ્થામાં થએલી ભૂલ ઉત્તમ પ્રોફેસર

તરીકે કહેવડાવીને ભુસી નાખીશ, પરંતુ ભાગ્ય કાંઇ બીજુજ વિચારી રહ્યું હતું.

## ( ૪ )

કોલેજમાં મારે અવર લેવાના હોય તે લઇને હું મારે બંગલે ચાલ્યો જતો. હું ન કોઇને મળતો કે ન કોઈ સાથે ભળતો. એકાંત જીવન ગુજારતો હતો અને ફુરસદનો વખત અધ્યયનમાંજ ગાળતો હતો. કોલેજમાં મારા રીસેસ અવરમાં હું મારી જુદી રૂમમાં બેસતો. હું શીખવતો તે વિષયમાં વિદ્યાર્થીઓને કાંઇ મુશ્કેલી હોય તો તેઓ મારા રીસેસ અવરમાં મારી રૂમમાં મને પૂછવા આવતા. પ્રીવીયસ કલાસમાં પણ મારે અવર લેવો પડતો હતો. એ કલાસમાં બે બાળાઓ પણ ભણતી હતી. બન્ને ચાલાક હતાં ખંતીલી હતી અને દરેક વિષયને પુરેપુરો સમજી લેવા યત્ન કરતી હતાં તેથી સહેજ પણ મુશ્કેલી નડતાં એ બન્ને મારા રૂમમાં દોડી આવતી. એ બન્ને સુપ્રસીદ્ધ વકીલ મદનમોહનની પુત્રીઓ હતી. મદન મોહન પ્રખર સુધારક હતા. પુત્ર અને પુત્રીમાં એ ભેદ ગણતા નહી બન્નેને સમાન કેળવણી અને સ્વતંત્રતા આપતા હતા. આ બન્ને બાળાઓ કોઇ કોઇવાર એમની મુસ્કેલીઓ પૂછવા મારે બંગેલે આવતી પણ અચકાતી નહી. જ્યારે જ્યારે એ મારે બંગલે આવતી ત્યારે ત્યારે કોઈવાર સ્ત્રી કેળવણી ઉપર કોઈવાર લાજ કાઢવાના રીવાજ ઉપર કોઇવાર સ્ત્રીપુરૂષના સમાન હક ઉપર વિગેરે વિવિધ વિષયો ઉપર ચર્ચા કરવા પણ એ ચુકતી નહી. હું તો ખરેખરો ચુસ્ત સનાતની હતો. અને આ બાળાઓ તો એકવીસમી સદીના વિચારો ધરાવતી હતી એટલે અમારે વાદવિવાદ જબરો ચાલતો ધીમે ધીમે એમની સાથેનો મારો પરિચય વધવા લાગ્યો. મારા

જુના વિચારો બદલાવા લાગ્યા. એ બન્ને બાળાઓ તરફ મારૂં મન ઢળવા લાગ્યું. હવે મને જણાયું કે પ્રેમ કરવા યોગ્ય તો આજ છે. એ છોકરીઓનું મન પણ મારા તરફ દોરાયું છે એમ મને ભાસ થવા લાગ્યો પરંતુ એ બન્ને તો પ્રીવીયસમાં પાસ થઇને ઉડી ગઈ. ત્યારપછી તો એમણે મને મોઢુંએ બતલાવ્યું નહી. એમના પ્રેમ પાત્રને આમ છોડી જતાં એમને જરાએ વસમું નહી લાગ્યું હોય? આ વાતને બે વર્ષ વહી ગયાં. ત્રીજે વર્ષે મારે બી. એ. કલાસમાં પણ અવર લેવાનો હતો. પુના કોલેજમાંથી તાજીજ એક વિદ્યાર્થીની અમારી કોલેજમાં બી. એ. કલાસમાં દાખલ થઇ હતી. એ અત્રેના ડૉ. ચીરંજીવી લાલની ભત્રીજી થતી હતી. મદનમોહનલાલની પુત્રીઓ અને આ ડૉ. ચીરંજીવીલાલની ભત્રીજીમાં ઘણો ફરક હતો. એ ઘણી સીધી અને સાદી છતાં સુંદરાંગી હતી. એના તરફ સ્વાભાવિક રીતેજ મારો પક્ષપાત થયો. કલાસમાં એના તરફ હું વધારે ધ્યાન આપવા લાગ્યો. કોઇ કોઇવાર હું ડૉ. ચીરંજીવીલાલને ત્યાં પણ જતો. એમની સાથે પણ મને ઘણો સારો પરિચય હતો. કોઈ કોઈવાર અમે ત્રણે જણ વિવિધ વિષયોની ચર્ચામાં ઉતરી પડતા અને આનંદ કરતા. ડૉ. ચીરંજીવીલાલ એમની ભત્રીજીની પ્રખર બુદ્ધિ શક્તિ જોઇને ખુશ ખુશ થઈ જતા. મારા આનંદની તો અવધીજ નહોતી.

પિતાજી મારૂં લગ્ન કરવા ઘણા અધીરા બની ગયા હતા. હું એમ માનતો હતો કે સ્ત્રી તે વળી પુરૂષની યોગ્ય સંગિની થઈ શકતી હશે? પરંતુ મદનમોહનની પુત્રીઓને મેં જ્યારથી જોઈ ત્યારથી મારી માન્યતામાં ફેરફાર થયો હતો હું વિચાર કરતો હતો કે પિતા છો ઉતાવળ કરે. વખત આવે મદનમોહનની બે પુત્રીમાંથી ગમે તે એકનું હું પાણિ ગ્રહણ કરીશ. પરંતુ તે તો ચાલી ગઈ. હવે ચિત્ત ઢળ્યું

ડાકટરની ભત્રીજી ઉપર અને મેં નિશ્ચય પણ કરી લીધો કે એની સાથેજ આ જીવન નૌકા ભવસાગરમાં હંકારવી.

હું જરા ભુલકણો છું. મેં તમને ડાકટરની ભત્રીજીનું નામ ન કહ્યું. એનું નામ કિરણમયી મારો એની સાથેનો પરિચય બહુ વધી ગયો. કોઈ કોઈવાર હું એનો હાથ મારા હાથમાં લેતો. કોઇવાર પેન્સીલથી હું એની આંગળીઓનું માપ લેતો, કોઈવાર એનો હાથ જોઇ ભવિષ્ય કહેતો. કિરણમયી આમાં કાંઇ વાંધો લેતી નહી એટલે મને થયું કે એનો પણ મારા ઉપર ભાવ છે. કોઇવાર એની માથાની લટ એના મુખ ઉપર આવતી તો હું તે ખસેડી નાખતો. ત્યારે એ મલકાતી હતી. કોઇ કોઈવાર તો જો એ અભ્યાસમાં કાંઈ ભુલ કરતી તો હું એના ગાલ ઉપર પોચે હાથે તમાચો લગાવી દેતો તે વખતે એને ગાલે શરમના શેરડા પડતા પણ એ કદીએ મારી સાથે ગુસ્સે થતી નહી. આ ઉપરથી એમ નથી સમજાતું કે એને મારામાં અનુ-રાગ હતો ?

એકવાર કિરણમયીની બેનના લગ્ન પ્રસંગની વાત નીકળતાં મેં એને પૂછ્યું તારેએ પરણવું છે ને ?

"ના. હું નથી પરણવાની; જાણીજોઇને પરાધિનતા કોણ વહોરી લે ?" મેં કહ્યું "જો તને કહ્યાગરો પતિ મળે, તારે આધિન થઇ રહે તો તું પરણે ખરી કે નહી ?"

મારા પ્રશ્નનો ઉત્તર આપતાં એણે મને સામો પ્રશ્ન કર્યો. "આપ કેમ પરણુતા નથી, આપ કેવી પત્ની પસંદ કરો ?" મને કહેવાનું તો મન તો થઇ ગયું કે તારા જેવીજ, પણ એ શબ્દો બોલવાનું સાહસ હું ન કરી શકયો. તે દીવસે તો એ વાત પડતી મુકાઇ પણ થોડા દિવસ

બાદ કિરણમયીએજ પાછો એ પ્રશ્ન ઉપસ્થિત કર્યો, મને એણે પૂછ્યું આપ કેવી પત્ની પસંદ કરો ? આ વખતે મારાથી બોલ્યા શિવાય ન રહેવાયું; મેં કહ્યું તારા જેવી. એ સાંભળીને એ તપાવેલા સોના પેઠે દીપી ઉઠી. એને અંગે પરસેવો છુટી ગયો. હર્ષમાં આવી જઇને એણે મને પૂછયું ખરેખર સાચું કહો છો. મારા જેવીને આપ પસંદ કરશો ? આનો હું શો ઉત્તર આપું ? એનો કોમળ કર મેં મારા હાથમાં લીધો અને એ કર ઉપર મેં ચુંબન કર્યું. મને શી ખબર કે એ મારૂં છેલ્લુંજ ચુંબન હશે. એ શરમાઇ ગઇ એણે હાથ ખેંચી લીધો પરંતુ મને ખાતરી થઇ કે કિરણમયી હવે મારીજ છે.

એટલામાં પરીક્ષા આવી, પુરી થઇ અને કિરણમયી એના પિતાનો તાર આવવાથી પુના ચાલી ગઈ. ડો. ચિરંજીવીલાલ પણ આઠ દિવસ પછી પુના ચાલી ગયા. કીરણમયી ગઇ તેની સાથે મારૂં હૃદય પણ ચાલ્યું ગયું. દિવસે મને એનાજ વિચાર આવતા, રાતે એનાંજ સ્વપ્ન આવતાં, હું આઠે આઠે દિવસે કાગળ લખતો, તેના જવાબ એ નિયમીત રીતે આપ્યા કરતી હતી.

અહિં મારા પિતા મારા લગ્ન કરી દેવા ઉતાવળ કરવા લાગ્યાં. મેં તેમને વળી બેત્રણ માસ થોભી જવા કહ્યું. મેં વિચાર કરયો કે લાવ પુના જઇને કિરણમયી સાથે બધું નક્કી કરીને પિતાજીને વાત કરૂં. કેટલોક વખત નીકળી ગયો. હમણાંનો કિરણમયીનો મારા ઉપર બીલકુલ પત્ર નહોતો. કોલેજે ખુલવાના ચારપાંચ દીવસજ બાકી હતા. મેં કિરણમયીને વળી એક કાગળ લખ્યો.

એટલામાં કોલેજ ખુલી. ઇતિહાસના પ્રોફેસર મી. દિવાકર

એમનાં પોતાનાં લગ્નને લીધે ખુલતી કૉલેજે હાજર નહી થઇ શકે એવો એમનો પત્ર આવ્યો ત્યારે અમે જાણ્યું કે એમનાં લગ્ન થયાં. અમે બધા પ્રોફેસરોએ મળીને એમને અભિનંદન મોકલ્યું.

બેચાર દીવસે ડૉ. ચિરંજીવીલાલ પુનાથી પાછા આવ્યા. હું એમને મળવા ગયો. ડૉ આવ્યા પણ કિરણમયી આવી નહોતી. મેં ડૉકટરને કારણ પૂછ્યું. એમણે કહ્યું હમણાં એ નહી આવે, કદાચ આવશે તો બેચાર દિવસ રહીને પાછી જશે, હવે આપણો એના ઉપર કાંઇ અધિકાર રહ્યો છે? છેલ્લું વાકય સાંભળીને હું તો આભોજ બની ગયો. મેં પુછ્યું કેમ એમ બોલો છો? પ્રોફેસર સાહેબ નથી જાણતા શું? અમે તમને કંકોત્રીઓ લખી હતી. કિરણમયીના લગ્નમાં તમે કેમ ન આવ્યા? તમારે ને એને તો ઘણો સારો પરિચય હતો. કિરણમયીનું ભાગ્ય સારૂં હો પ્રોફેસર સાહેબ, એને વર સારો મળ્યો. તમારા હીસ્ટરીના પ્રોફેસર મો. દિવાકર. દિવાકરનું નામ સાંભળીને હું તો દીંગજ થઇ ગયો. કિરણમયીનું લગ્ન દિવાકર સાથે, એ વાત મારા સમજવામાં આવી. મારી શુધબુધ ઠેકાણે ન રહી.

શુન્ય મનસ્ક હું મારે બંગલે પહોંચ્યો, ગુજરાત મેલમાં બેસી હું પુને જવા ઉપડયો. પુને પહોંચ્યો, કિરણમયીનું ઘર ખોળી કાઢયું. પણ મને એના દર્શન ન થયાં એટલે એ ઘરમાં નહોતી એમ નહી, કિરણમયીએ મને મળવાનીજ ના પાડી. જે કિરણમયીએ મને આત્મ સમર્પણ કરી દીધું હતું તેણે મારૂં મુખ જોવાની ના પાડી. મને ક્રોધ તો એટલો બધો આવ્યો કે જાણે સકળસૃષ્ટિના સૌન્દર્યને કચડી નાખું, સ્ત્રી જાતની જડ ઉખાડી નાખું.

# ( ૫ )

અમદાવાદ પાછા જવાની મારામાં હિંમતજ ન રહી. સંસારના સર્વ પદાર્થોમાંથી મારૂં મન ઉઠી ગયું. તે દિવસથીજ હું ભ્રમણજ કર્યાં કરૂં છું. એ વાતને આજે દસ બાર વરસ વહી ગયાં. કિરણમયીને પછી મેં ખરા અંતઃકરણથી ક્ષમા કરી દીધી. મેં વિચાર કર્યો એમાં એનો શો અપરાધ? પ્રેમનું અસ્તિત્વજ નથી. એ કેવળ ઉન્માદ છે તે પણ અસ્થિર, આજે એક ઉપર, કાલે બીજા ઉપર. કિરણમયી મને ભુલી ગઈ એમાં કાંઇ અચરજ પામવા જેવું નથી. હું કેટલાનેય ભુલી ગયો છું. ખરેખર પ્રેમ જેવી કોઇ વસ્તુજ નથી. કવિઓ અને વાર્તાકારોના ભેજામાંથી ઉપજાવી કાઢેલું એ તુત છે. એવો પ્રેમ આ સંસારમાં તો અપ્રાપ્યજ છે ત્યારથીજ મને એમ થઇ ગયું કે રૂપ કાંઈ નથી, ગંધ કાંઈ નથી, સ્પર્શ કાંઇ નથી, શબ્દ કાંઇ નથી. આવી ભાવના નિરંતર કરવાથી મારૂં ચંચળ ચિત્ત થોડું ઘણું ઠેકાણે આવી ગયું છે. આ પર્ણકુટીમાં મને ચાર વરસ થઇ ગયાં પરંતુ એ અરસામાં એકકેવાર મારૂં ચિત્ત ચલાયમાન નથી થયું. તમારાથી મારે હવે કાંઇ છુપાવવા જેવું નથી તમારી સાથે પેલાં બેન આવ્યાં હતાં તેમને જોઇને વળી મારૂં માંકડું મન ચલિત થઇ ગયું હતું. મારા જેવો પાપી કોણ હશે. જેની પાપી બુદ્ધિ દસ દસ વર્ષના અખંડ સન્યાસના સેવન છતાંએ સળગી ઉઠે એ મનુષ્યની દુર્વાસના કેટલી બધી અજેય? નારાયણ, નારાયણ મારા ભાગ્યમાં શું હશે?" આટલું કહીને સ્વામીજી ડુસકે ડુસકે રડવા લાગ્યા, આ ઘણું કરૂણ દશ્ય હતું. મહા પરાણે મેં એમને શાંત કર્યા. ઉઠતી વખતે હાથ જોડીને મેં એમની ક્ષમા માગી મેં કહ્યું મહારાજ, બોલ્યું ચાલ્યું માફ કરજો.

સ્વામીજી હસીને બોલ્યા "ભાઈ, તમને શું માફ કરવાનું, તમે તો મને ચેતાવ્યો તેથી ઉલટો મારે તમારો ઉપકાર માનવો જોઈએ.

( ૬ )

મારી માતાને ૧૦૫ ડીગ્રી સુધી તાવ થઈ જતો હતો તેથી મને તાર કરીનો બોલાવ્યો હતો. એકવીસ દિવસે એનો તાવ ઉતર્યો દવા અને પથ્યથી એને આરામ થઇ ગયો. હર્ષદભાઈ આવ્યા ત્યારે મેં એમને પૂછ્યું કેમ આવતી વખતે પેલા સન્યાસીને મળ્યા હતા ? એમણે કહ્યું હા, મળવા તો ગયો હતો પણ ત્યાં તો એમની પર્ણકુ-ટીકા ખાલીજ હતી. એ પર્ણકુટીકામાં નહોતા. કોણ જાણે કાંઇક ચાલ્યા ગયા છે એતો.

સરલા સાથે મારા લગ્ન થઇ ગયાં છે. મેં એને પેલા સન્યાસીની આત્મકથની સંભળાવી. પછી તો એ મને વારંવાર ચીઢવવા લાગી. એ કહેતી "સંન્યાસી બીચારા બહુ સારા હતા" જુઓ એ મારા ઉપર કેટલો બધો પ્રેમભાવ રાખતા હતા, તમે એવો પ્રેમભાવ રાખી શકશો." કેટલીકવાર એ પણ ચિંતાતુર થઈ જતી, એ કહેતી શું બધાએ પુરૂષોનો પ્રેમ અસ્થિર હશે, તમે પણ મને છોડીને બીજી સાથે પ્રેમ બાંધશો ? મેં કહ્યું નહી, મેં તો અસ્થિરતાની દવા કરી લીધી છે. મેં મારા પ્રેમને તારી સાથે જકડીને બાંધી લીધો છે.

---

*હિંદી ઉપરથી સૂચિત.

## —ગોધાકાકાનું પ્રેમ–દર્દ—

( લેખક: રા. **મોહનલાલ મણિલાલ શેઠ** )

**સા**લીમલીના કાળા બ્લેંકેટમાં જાણે વાડીઆ આઇસ ફેક્ટરીના બરફના કકડા પડ્યા હોય તેમ કાળા આકાશમાં તારલીયા ચમકારા મારી રહ્યા હતા. બાબર દેવાને ફાંસીએ ચઢાવવાનો હોય એમ ભયાનક શાંતિ પસરી રહી હતી.

ગોધાકાકાએ ઘણાં પાસાં ફેરવ્યાં પણ નિદ્રાદેવી ત્હેમની સાથે રીસાયાં હોય એમ જણાતું હતું. ત્હેમણે "પ્રાણીઆ ભજી લેને કિરતાર" વાળું ભજન ગાયું; રામ નામની ધુન લગાવી જોઇ, બગાસાં ખાધાં અને આળસો ખાધી છતાં ઉંઘ ન આવી તે નજ આવી. ત્હેમણે આંખો ચોળી અને પેટ ઉપર હાથ ફેરવીને પલંગ ઉપર અર્ધા બેઠેલા, અર્ધા સૂતેલા, એવું કલામય આસન ધારણ કરી સામેની દીવાલ ઉપરના વફાદાર, નીમકહલાલ અને ચિરપરિચિત ઘડીયાળ સામે જોયું.

"બાર વાગા ? ઓ ટાડી ?" ગોધાકાકા સહસા પોકારી ઉઠ્યા.

ગોધાકાકાએ "બાર વાગા ?" કહીને આશ્ચર્ય દર્શાવ્યું તેથી કે

બીજા કોઇ કારણથી ઘડીયાળ ચીઢાયું હોય એમ લાગ્યું કારણ કે ત્હેમાં તરત બીજા સત્તર વાગ્યા.

"શટ્ટડ વાગા? ઓ ટાડી?" ગીધા કાકા વધુ આશ્ચર્યથી બોલ્યા.

પહેલાં બાર વગાડે ને પછી સત્તર વગાડે એ ઘડીયાળ કેવું વિલક્ષણ કહેવાય ત્હેનો વિચાર કરતાં ગીધાકાકાએ માથું ખંજવાળવા માંડયું. ત્હેમનું કલામય આસન છોડી તે મૂળ આસનમાં પડ્યા.

બીડી ફુંકનારાઓને કૈં કામ ધંધો નથી હોતો ત્યારે સાધારણ રીતે ત્હેમનો હાથ ખીસ્સામાંની "હાથી છાપ" કે "વહાણ છાપ" કે છેવટે દોઢીઆની પચીસવાળી જામલી દોરાની બીડી ઉપર પડે છે, "બીડી પીઢી હોય ટો?" એવો વિચાર ગીધાકાકાના વ્યવસાયહીન મગજમાં ઉદ્દભવ પામ્યો.

"અડે ઢના! એક બીડી આપને!" ત્હેમણે ધનાને "હુકમ" કર્યો.

ગીધાકાકાનો જમણો હાંથ, ગીધાકાકાનું ઘરનું નાક અને જુનો ને જાણીતો ચાકર ધનો ગીધાકાકાના શયનખંડ પાસે અગાશીમાં લહેરથી નસ્કોરાં બોલાવી રહ્યો હતો. અગાશીનો મીઠો મધુરો; ઠંડા મીઠા ફાલસા જેવો પવન છોડીને ગીધાકાકાની બીડી લેવા માટે ત્રણ દાદરા ઉતરીને પરસાળમાં જાય એવો બેવકુફ ધનો હતોજ નહિ. જ્યારે ગીધાકાકાએ ફરીથી બૂમ પાડી ત્યારે ધનાએ બાદશાહ બાબરની પેઠે બેદરકારીથી અને ઠંડે પેટે જવાબ આપ્યો, "અતારે ચીઓ ગોકળીઓ બીડી લેવા હારૂ જવાનો સે? હુઇ રહો સાનામાના. હવારે પીજો."

" ઢના, ટલબ લાગી છે; " ગીધાકાકાનો હુકમવાચક ઘાંટો કૈંક વિનંતિ વાચક બન્યો. બીડી ફૂંકનારા સાધારણ રીતે બીડી માગતી વખતે ભીખારી જેવાજ દયામણા થઇ જાય છે. અને ગીધાકાકાને તો વળી તલબ લાગી હતી !

ધનાએ " હવારે પીજો " કહીને મુદત નાખી તે બહુજ લાંબી હતી. મક્કમતાથી ગીધાકાકાએ પુનઃ નસીબ અજમાવી જોયું.

" ઢના, ટાડા શમ. ટલબ લાગી છે."

ધનાએ પાસું ફેરવીને હવામાં હાથ ઉંચા કર્યા અને કહ્યું, " જે રામસંદર બાપા ! વેમાન ઓંય ઉતારો મારે હરગમાં તમારી હારે આવવું સે. "

" ઢના, વીમાન આવ્યું છે ? અલ્યા, શપનું આયું છે ? " ગીધાકાકાને પુછયું.

ધનો જાણે વીમાનમાં બેસીને બારોબાર સ્વર્ગમાંજ પહોંચ્યો હોય તેમ ઉત્તર દેવાને બદલે બમણા આવેગથી નસ્કોરાનું સુમધુર સંગીત બજાવવા લાગ્યો. અને એ સંગીતની ધુનમાંજ ગીધાકાકાને ખરેખરી નિદ્રા આવી ગઈ.

( ૧ )

બીજે દિવસે ગીધાકાકાની ઇન્કમટેક્સ ઓફીસ પાસે હજારો માણસો એકઠાં થયાં, હજારો વીખરાઇ ગયાં, કેટલાંક પકડાયાં, કેટલાંક છુટી ગયાં, કેટલાક જંગલી વાંદરાની માફક દાંત પીસવા લાગ્યાં ને કેટલાક ખુબ ગંભીર મુખમુદ્રા કરી આમતેમ ફરવા લાગ્યાં. સર્વત્ર ભેદી વાતાવરણ જણાતું હતું. વાત એમ બની હતી કે દસ મીનીટ

પહેલાં ત્યાં એક માણસનું ખુન થયું હતું. કેટલાક માણસનું કહેવું એમ થતું હતું કે માણસનું ખુન થયું હતુંજ નહિ, બૈરીનું ખુન થયું હતું. કેટલાક કહેતા હતા કે જે માણસનું ખુન થયું તે ઉજ્જડપૂર નરેશ નહોતા પણ સર રામમોહનરાયનો ફેંટાવાળો શોફર હતો. આમ મતભેદ પડવાથી કેટલાક મ્હોં પ્હોળાં કરીને ઉભા રહ્યા હતા, અને કેટલાક બાંયો ચઢાવીને મારામારી કરવાની તૈયારી કરતા હતા.

સત્ય બીના જાણવાની ઉત્સુકતા ધરાવતો રામપ્રસાદ ખબરપત્રી આમતેમ આંટા મારતો હતો તેવામાં ત્હેની નજર એકાએક ગીધાકાકા ઉપર પડી.

નારંગી ચુસતો હોય તેમ મ્હોં મલકાવતો મલકાવતો રામપ્રસાદ ગીધાકાકા પાસે ધસી આવ્યો. ત્હેણે ગીધાકાકા પાસે આસ્તેથી ઝુકીને મીયાં તાનસેનના જમાનાની દરબારી સલામ કરી "કાકા સાહેબ, માફ કરશો. આ સંબંધમાં આપનું શું માનવું છે?" ત્હેણે મધ જેવી મીઠાશથી પુછ્યું.

રામપ્રસાદની દરબારી સલામથી કે પછી "કાકા સાહેબ"ના બહુમાન દર્શક સંબોધનથી, ગીધાકાકાનું હૈયું સાડા છ સીલીંડરની જુની ફોર્ડની માફક ઉછળવા લાગ્યું, ત્હેમણે ખુનની કથા શરૂઆતથી અંત સુધી સવિસ્તાર અને શકય તેટલી સ્પષ્ટતાપૂર્વક કહી બતાવી. રામપ્રસાદ પણ ગુણજ્ઞ હતો. તે માણસ હતો, ગધેડો નહોતો. એટલે પહેલા કરતાં પણ વધારે ફક્કડ બીજી ત્રણચાર સલામો ભરી અને અદબ વાળીને તે ઉભો રહ્યો.

જગતમાં વિરોધાત્મક સત્યો (paradoxes) નો ટોટો નથી એવું એક સત્ય એ છે કે ગીધાકાકા એક મહાકવિ હતા. હવે કોઇ

કહેશે કે એ સાવરણા જેવી મુછોવાળા ગીધાકાકા તે વળી કેવીક કવિતા બનાવી નાખતા હશે? પણ એમ તો જોવા જઇએ તો "સારીગમ"ના ઢઢ્ઢોય નહિ સમજનારા, દાંત તુટી પડે એવા માલકોસ ને મલ્હાર ને વાગેશ્વરી શું જોઇને બરાડવા બેસતા હશે? ખરી વસ્તુસ્થિતિ એ છે કે બોથ્ડ જેવા દેખાવના માણસોજ પ્રતિભાના પ્રચંડાગ્નિથી ધગધગતા હોય છે.

"ટમાડા પેપડમાં કવિટા આવે છે !" ગીધાકાકાએ રામપ્રસાદને કંઇક અશ્રધ્ધાથી, કંઇક શરમથી પૂછ્યું.

"કવિતા? અલબત્ત. સારી કવિતા મળે તો અમે જરૂર છાપીએ છીએ."

"ટમાડા પેપડનું નામ શું?"

"ઘોકો."

"ઢોકો?" ગીધાકાકાએ અચંબાથી પુછ્યું. કોઇ પણ પત્રનું આવું વિચિત્ર નામ ત્હેમણે સાંભળ્યું ન હતું.

"હાજી. "ઘોકો" રામપ્રસાદે કહ્યું." એ નામ કંઇ નવાઇ પામવા જેવું નથી, હવેનાં નામ એવાંજ પાડવામાં આવે છે, "તોપ," "ગર્જના" "દંડો" "સાંબેલું"

"શાબેલું? એ ટાડી?"

"હાજી, સાંબેલું. મ્હારે તંત્રી જોડે ખટપટ થઇ છે એટલે હવે મ્હારૂં પોતાનું પત્ર કહાડવાનો છું અને તેનું નામ "સાંબેલું રાખવાનો છું."

ગીધાકાકા ફાટી આંખે જોઇ રહ્યા. કેટલીક વારે હીંમત એકઠી કરી ત્હેમણે કહ્યું, માડી એક કવિતા ટમને આપું ટો ?"

" કવિતા ? આપે પોતે રચી છે ?"

" હા. માડી પોતાની બનાવેલી."

" કવિતાનું નામ શું રાખ્યું છે ?"

" પડ્રેમ ડરૂડ "

" પ્રેમ–દર્દ ? મથાળુંજ કેટલું સુંદર છે ? વારૂ, વિષય શો લીધો છે ?" રામપ્રસાદે ઉત્તેજન આપતાં પૂછ્યું.

" આપણા સમાજમાં વિધવાઓને પ્રેમનું ડરૂડ ઠાય છે ટે."

" વિધવા ઉપર છે ને ? ત્યારે તો ગમે તેવી કવિતા પણ ચાલશે. અમારાં દરેક પત્રોએ વિધવાં ઉપર ગમે તે લખાણ છાપવું જ છાપવું એવો નિયમ કર્યો છે."

( ૨ )

પ્રભાત એવું તો રમણીય હતું કે ગમે તેવો લંગડો પણ એકજ કુદકે માઉન્ટ એવરેસ્ટ ઉપર ચઢી જાય. ગીધાકાકા આનંદમાં આવ્યા હતા અને ત્હેમના બુલંદ અવાજે, સૂર્યની રોશનીના પૂર ભભકા સાથે, ઠાઠમાઠથી, એકત્ર બળથી, કોઈ નાટકીયું ગાયન નહિ પણ એક સુંદર " પડભાટીઉં, " લલકારતા હતા.

ધનાએ ટપાલના કાગળો ગીધાકાકાના ટેબલ ઉપર મૂક્યા. ત્હેમાં " ધોકા "નો કોમ્પ્લીમેંટરી કિંવા ખુદાબક્ષ અંક જોતાં ગીધાકાકા ખુબ હર્ષમાં આવી ગયા. પરંતુ શીઆળો આવતાં ' કોકોનટ હેર

ઓપ્પલ ' કરી જાય એમ ગીધાકાકાનો હર્ષ પ્રથમ પાનાની જાડા અક્ષરે છાપેલી નોંધ વાંચતા કરી ગયો. બેવકુફ રામપ્રસાદે ગીધાકાકાને આવી રીતે સાતમે આસ્માન ચઢાવી મૂકીને જગબત્રીસીએ ચઢાવ્યા હતા:–

" એક અબધુત સંતકવિનો સમાગમ. "

" અમારા પત્રના ખાસ ખબરપત્રીને ગઇ કાલે અચાનક એક મહર્ષિની ઓળખાણ કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું. અમારો ખબરપત્રી ત્હેની બીડી ચેતાવવાને દીવાસળીની પેટી ધીરે એવા સજ્જનની શોધમાં આમતેમ જોતો હતો તેવમાંજ ત્હેની એ મુશ્કેલીને જોઇ રહેલા એક ગૃહસ્થ સ્વયં ત્હેની મદદે આવ્યા. આભાર માનવાને ત્હેમનું નામ પૂછતાં જણાવ્યું કે ત્હેમનું નામ ગોરધનદાસ અમથાશા નાણાવટી છે. તેઓ સાહેબ એક અચ્છા કવિ છે અને શીલર, ટાગોર કે મુસોલીની જેવા સિદ્ધહસ્ત કવિને પણ મ્હાત કરવાનું સામર્થ્ય ધરાવે છે. પદલાલિત્ય, ભાષા સમૃદ્ધિ, છંદ રચના અને વિચાર પ્રાબલ્યમાં ત્હેમની બરોબરી કરી શકે તેવો કવિ બીજાં બસો વર્ષમાં પણ અવતરશે કે કેમ તે વિષે અમે સંશયગ્રસ્ત છીએ. વિધવા હૃદયના તેઓ પરીક્ષક છે અને આપણા દેશની આપણા દેશની વિધવાઓની દુર્દશા ટાળવાને તેઓ ઉંડી ધગશ ધરાવે છે. આપણા દેશની સ્થિતિ વિષે પૂછતા ત્હેમણે ત્હેમની છટાદાર શૈલીથી કહ્યું કે, " વિધવાઓ તો ભારતવર્ષની વાડીનાં ગુલાબ છે. જો એ ફુલનાં જતન નહિ કરો તો ત્હેના કંટક ત્હમારા કાળજાં વીંધી નાખશે. "

" કવિવર ગોરધનદાસ દેખાવે કવિ કરતાં લશ્કરી કમાન્ડરને વધારે મળતા લાગે છે. ચપળ નેત્રો, બેઠો બાંધો અને સુંદર સૂર,

એ સુભગ સંમેલન એટલે શ્રી ગોરધનદાસ. બહારથી તેઓ કદાચ કડક જણાય. પણ એ ભૂલ તરત દૂર થાય છે."

"ત્હેમની પ્રકૃતિ અત્યંત શાંત છે. તેઓ જાહેર જીવનમાં બીલકુલ પડવા માગતા નથી. તેઓશ્રી ઈન્કમટેક્સ ઓફીસમાં માનવંત હોદ્દો ધરાવે છે અને કોઇપણ વિધવાને કોઈપણ પ્રકારની સહાય મેળવવામાં ત્હેમની પાસેથી નિરાશ નહિ થવું પડે એવું અમારૂં નમ્ર મંતવ્ય છે.

"અમે શ્રી ગોરધનદાસને દરેક પ્રકારે હાર્દિક અભિનંદન આપીએ છીએ."

આ છબરડો જોઇને ગીધાકાકાનો મીજાજ હાથથી ગયો. ત્હેમને આવી ખબર હોત તો ત્હેમનું કવિત્વ કોઇ દિવસ તે રામપ્રસાદ આગળ બતાવત નહિ. રામપ્રસાદને આવું ડહાપણ કરવાની જરૂર શી હતી? ગીધાકાકાએ વિધવાઓ માટે ફક્ત કલમ ચલાવવાનું બીડું ઝડપ્યું હતું—અને દરેક સુધારક એમજ કરે છે. પણ વિધવાઓને કોઇપણ પ્રકારની સહાય આપવાનું ત્હેમણે ક્યારે કહ્યું હતું? વળી રાત્રે પવનથી બારણું ખખડે તો રજાઈ તળે મ્હોં સંતાડીને પડી રહે એવા સુલેહમય ગીધાકાકાને લશ્કરી કમાન્ડર તરીકે રજુ કરવાની શી આવશ્યકતા, ભાઇ?

"ટાડી માનો રામપડશાટ" કહી ગીધાકાકાએ દાંત પીસ્યા હાથ ઠોક્યા અને પગ પછાડ્યા—અને ગીધાકાકાનો મીજાજ જેનું નામ! એમ સમજો કે પવન બંધ થઇ ગયો, ગાયોના મ્હોંમાંથી ઘાસ નીકળી પડ્યાં અને બરીલીઆઓનાં બરીણ નીકળી પડ્યાં. ગીધાકાકાનો ક્રોધ જોતાં હિંમતબાજ ધનાના હાથમાંથીય ચાહનો પ્યાલો ગબડી પડ્યો.

ગીધાકાકાએ "ઘોડો" ને નવસો નવ્વાણું કકડા કરીને બહાર ફેંકી દીધું. ત્હેમણે કહ્યું "ઢના ! માડે ચાહ નડી પીની."

"સા વના તે ચાલે ? મારી હારી ઇમ છેક ગોંડી વાત કરો તીં ?"

"ઢના, નડી પીવો," એવો ટુંકો પરંતુ એકદમ લશ્કરી પ્રત્યુત્તર આપી ત્હેમણે ધનાને વિદાય કર્યો.

(૩)

સંકટ એટલું બધું ભલું છે કે આપણને મળવા આવે ત્યારે હેતાળ ફોઇબાની જેમ ગાંસડા પોટલાં બાંધીને આપણે ત્યાં એકાદ બે મહિનાનાં ધામા નાખવાની તજવીજ કરીનેજ તે આવે છે. ગીધાકાકા તે સત્યને હસી કહાડતા હતા પરંતુ આજે ત્હેમને ત્હેનો થોડો ઘણો સાક્ષાત્કાર થયો.

ગીધાકાકા તે દિવસે ત્હેમની ' હારીસ "માં ગયા પરંતુ ત્હેમનું મગજ તદ્દન અસ્વસ્થ હતું. જટાયુનો વધ કરવાને ધુંધવાઈ રહેલા રામચંદ્રજી કે લક્ષ્મણજીની પેઠે તે રામપ્રસાદ મળે તો ત્હેનાં હાડકાં ખોખડા કરવાનો કાર્યક્રમ મનમાં ગોઠવી રહ્યા હતા. ત્હેમણે આજ પહેલાં કોઈપણ પટાવાળાને ધમક્યો નહતો છતાં આજે દરેક હમાલને "શાલા શુવ્વડ !" "શાલા શુવ્વડ" કહીને માણસમાંથી કેટલીએકવાર સુવ્વર બનાવ્યો. કારકુનો અને ઝાડુવાળા ગભરાઇ ગયા, અને પાણી લાવનાર મહારાજે, ગભરાટમાં પ્યાલામાં પાણી લાવવાને બદલે શાહીના ખડીઆમાં પાણી ભરીને ગીધાકાકા પાસે મૂક્યું.

સર્વત્ર ક્રોધનું અને મૌનનું વાતાવરણ જામી પડ્યું હતું એવામાં

એ શુષ્કતામાં રસાદ્રતા આણે એવું "નગીનાવાડી વિધવાશ્રમ" ની વિધવાઓનું એક ટોળું ગીધાકાકાની ઓફીસમાં દાખલ થયું.

"ભલી બ્હેન, જસોદા બ્હેન, મોંઘી બ્હેન, અહીં આવો."

"અરે લલી બ્હેન કયાં ગયાં?"

"લલી બ્હેન ને ફુલી બ્હેન જોડે હતાં ને!"

એમ વિવિધ વાર્તાલાપ શરૂ થયો અને ગીધાકાકાની ઓફીસમાં તીડનાં ટોળાની માફક વિધવાનાં ટોળાં તૂટી પડયાં.

હસીને આવકાર આપવો કે સરકસના સિંહની પેઠે ગુસ્સો ચઢાવી ઘુરકાટ કરવો ત્હેની ગીધાકાકાને સમજણ પડતી ન હતી; લલી બ્હેને એકાએક સંભાષણ શરૂ કર્યું, પ્રસિધ "ઘોકા" પત્રમાં અમે આપની પ્રશંસા વાંચીને અત્રે આવવાને પ્રેરાયાં છીએ. આપ આ ટીપમાં પચીસેક રૂપીઆ ભરશો તો સંસ્થાને ઘણીજ સહાય મળશે."

લલી બ્હેને ભલી બ્હેન પાસેથી ટીપની ચોપડી લીધી, મોંઘી બ્હેન પાસેથી પેન્સીલ લીધી, જસોદા બ્હેન પાસેથી રસીદ લીધી અને ગીધાકાકાના નાક પાસે એ સામગ્રી ધરી.

ગીધાકાકાએ પહેલાં તો આંખો ચોળી, પછી હાથ ઘસી જોયા અને પછી લમણાં ઉપર ટકોરા મારવા માંડયા.

"પચીસ રૂપીઆ આપ જેવા ગૃહસ્થને માટે બહુજ ઓછા છે બસેં રૂપીઆ ભરવાથી આપ આશ્રમની મેનેજીંગ કમીટીના સભ્ય થઇ શકશો. પાંચસો રૂપીઆ ભરવાથી જીવનસભ્ય થઈ શકશો. સાતસો રૂપીઆ ભરવાથી......"

"શાટશો રૂપીઆ ? બહુ કહેવાય–, ' ગીધાકાકાએ લલીબહેનના વાણી પ્રવાહને રોકતાં વાંધો દર્શાવ્યો.

"રમા બહેન ! સવિતા બહેન ! ત્હમે ક્યાં ગયાં હતાં ? આપણે અહીં જ આવવાનું હતું." ને પછી બીજી આઠ દશ બહેનો દાખલ થઈ.

જ્યારે સોળ સહસ્ર ગોપીઓની મધ્યે વિરાજતા કૃષ્ણચંદ્રની અવસ્થામાં ગીધાકાકા હોય ત્યારે અટકચાળું કરનાર નરાતાર બણુચક જ કહેવાય પણ શું કરવું ? ખુદ મોટા સાહેબનો કૈં હાથ પકડાય ? મોટા સાહેબે કારકુન ફોકટચંદને બાજુ ઉપર બોલાવી, ગીધાકાકાની ઓફીસ તરફ આંગળી કરી પૂછયું "એ સબ બોંધાટ કીસ સબબસે હો રહા હય ?"

ફોકટચંદ હાજર જવાબીમાં એકકો હોવાથી ત્હેણે કહ્યું, "સાહેબ, ગીધાકાકાએ છાપામેં જાહેર ખબર દીયા હે કે હમકો બાયડી ચહીતી હે ને શાદી કરની હે તો ઉમેદવારે અમારી ઓફીસમાં મૂલાકાત લેના. આ બૈરાં મૂલાકાત માટે આયાં હે."

"Damn him" મોટા સાહેબે ક્રોધથી રાતા પીળા થઈ જતાં તડાકો કર્યો. ત્હેમણે ગીધાકાકાની ઓફીસ તરફ મુક્કો ઉગામી કહ્યું. "I will see that the fellow resigns his post to morrow."

(૪)

ગીધાકાકા બીજે દિવસે ખુબ ઝનુનમાં હતા કારણ કે મોટા સાહેબ તરફથી કાગળ આવ્યો હતોઃ—

"આ ઉપરથી ત્હમને ખબર આપવામાં આવે છે કે ત્હમે એક સરકારી નોકર હોઇને એક સરકારી ઓફીસમાં ગઇકાલે બીન

સરકારી સ્ત્રીઓને એકઠી કરીને એક સરકારી નોકરને શરમ પમાડે તેવું પગલું ભર્યું છે. ત્હમે જાણો છો કે સરકારી કામ વખતે ખાનગી માણસોને સરકારી સ્થળે એકત્ર કરવાથી હુલ્લડ મચાવવાનો અથવા હુલ્લડ મચાવવાનો પ્રયત્ન કરવાનો અથવા ત્હેમાં મદદ કરવાનો ગુન્હો ઉભો થાય છે. તેટલા માટે હું ત્હમને ફરમાવું છું કે મ્હારે ત્હમને શા માટે સસ્પેન્ડ ન કરવા અથવા ડીસમીસ ન કરવા ત્હેનો જવાબ આપવાને ત્હમારે ચોવીસ કલાકમાં મ્હારી ઓફીસમાં હાજર થવું."

ગીધાકાકા આ કંકોત્રી વાંચતા હતા તેવામાંજ અગ્નિમાં ઘી પડે તેમ રામપ્રસાદ આવી ચઢયો. ગીધાકાકાએ હોઠ પીસી લાકડી શોધવા માંડી પણ રામપ્રસાદે નિરાંતે સીગારેટ કહાડી તેમને કહ્યું, "આ આપ સાહેબના નામનો હજાર રૂપીઆનો ચેક છે."

"માડા નામનો? હજાર રૂપીઆનો?" ગીધાકાકા આશ્ચર્યથી બોલ્યા.

જી, હા. અમારા આ વર્ષની બધી કવિતાઓમાં પ્રેમ-દર્દ ઉત્તમ ગણાય છે એટલે હજાર રૂપીઆનું તે ખાતે કહાડેલું ઇનામ તમને મળે છે.

"અડે હના, ચાહ લાવને! માડે પીવી છે." ગીધાકાકા આરામ ખુરશીમાં પડયા.

# પરિવર્તન.

મહોબ્બતખાં રામપુરમાં જુનામાં જુનો સિપાહી હતો. ગામનો ન્હાનામાં ન્હાનો બાળક એને ઓળખે. સરકારી નોકરીમાં એણે દશ વર્ષ વીતાવ્યાં હતાં. ગામની ભાગોળમાંજ એનું દરિદ્ર ઘર આવેલું હતું. વાંસળીનો એ અચ્છો શોખીન હતો સન્ધ્યાના સુન્દર વાતાવરણમાં જ્યહારે એ વાંસળી બજાવતો ત્યહારે ગ્રામ્ય બાલકો એની આજુ-બાજુ વિંટળાઈ વળતાં. ધીમે ધીમે રાત્રી પડતાં જામેલું મંડળ વીખરાઈ જતું, એણે હમણાંજ શાદી કરી હતી. એની જીવનસખીનું નામ હસીના હતું. એ ગરીબ જોડેલી સુખ શાન્તિમાં જીવન નિર્ગમન કરતી હતી. ઘરની પાછળજ એનું કૌટુંબિક કબ્રસ્તાન હતું અને એ કબ્રસ્તાનમાં મહોબ્બત દરરોજ એના પિતાની કબ્ર ઉપર ફુલ ચઢાવતો અને ધૂપ દેતો. હસીના અને મહોબ્બત ભૂસાતી સન્ધ્યાનાં કલાકો ત્યહાંજ પસાર કરતાં. હસીનાના સુન્દર ઝુલ્ફાં હવામાં જ્યહારે નૃત્ય કરતાં ત્યહારે મહોબ્બત એને એકીટસે નિરખી રહેતો અને હંમેશાં એને કહ્યા કરતો કે એની અંતિમ ઇચ્છા એના પિતાની માફક યુદ્ધ-માંજ મરવાની હતી. હસીના કાંઈ પ્રત્યુત્તર ન વાળતાં ઓછું હસતી. એમના એકલા અટુલાં જીવનમાં એમને મહંમદ નામનો એકજ મિત્ર હતો. ઘણીવાર એમને ત્યહાં આવી એ બીન બજાવતો. મહોબ્બત

વાંસળી છેડતો અને હસીના ગાતી. સંગીતની રેલમછેલ ચલતી આમ બન્ને જણા પોતાનું ગરીબ પણ સુખી જીવન મોજથી ગાળતાં. એક દિવસ બપ્પોરે ટપાલી આવ્યો અને મહોબતના હાથમાં એક પરબીડીયું મૂકયું અભણ મહોબતે ગામમાં જઇ કોઇ વાણીયની દુકાને કાગળ વંચાવ્યો એને એકાએક યુદ્ધમાં જવાનું મીલીટરી ઓફીસ તરફથી ફરમાન હતું.

યુરોપના સમરાંગણે ૧૯૧૪ નું જગત સંહારક મહા પ્રલયકારી યુદ્ધ સળગી ઉઠયું. ઇગ્લાંડને એમાં શા કારણે જોડાવું પડયું તેનું કારણ આજ સહુ કોઇ જાણે છે. હિંદ એટલે બ્રિટનની પરાધિન સેવિકા. જ્યહારે કહો ત્યહારે મનુષ્ય અને નાણાંની મદદ કરવા માટે એણે અવશ્ય તૈયારજ રહેવું જોઇએ. હિંદના નિવૃત્ત લશ્કરી સિપાહીઓને પણ યુદ્ધનાં આમંત્રણ મળ્યાં બિચારો મહોબત એ શાહી ફરમાનને શી રીતે અવગણી શકે ?

સ્નેહાળ હસીનાનું મુખ આજે મ્લાન દીસતું હતું. કાંઇક અકથ્ય પારાવાર દુઃખ એના ગંભીર ગૌરમુખને વધુ ગંભીર બનાવતું હતું. બે વર્ષના એકધારા સુખી જીવન પછી એકાએક વિયોગ સારસીની જોડલીના ખંડન સમો હતો. જગત એટલે આગમન અને ગમન; મનુષ્ય જીવનમાં રહત્રારથી સ્હાંઝ સુધીમાં એવાં અનેક મનગમતાં કે મન દુઃખવતાં ગમનો અને આગમનો થતાં હશે. એમાં આજે હસીનાનોયે વારો આવ્યો હતો. મહોબત વિચાર વમળોમાં ગોથાં ખાતો બેઠો હતો. બીજે દિવસે એને નજદિકના કેમ્પમાં અવશ્ય હાજર થવાનું હતું અને જો એમ ન કરે તો જીવાઇ બંધ થાય એમ હતું. સ્હાંઝ પડીઃ પ્રભાકરનાં આકરાં દુઃસહ કિરણો કોમળ બની ભૂમિનો

દાહ નિવારતાં હતાં. પંખીઓ પોતપોતાના માળા તરફ ઉડી જતાં હતાં. નિર્જન દિસતી ઝુંપડીમાંથી મહોબત બહાર નિકળ્યો અને દૂર દૂરનાં ડુંગરો ભણી અનિમેષ દૃષ્ટિએ જોઇ રહ્યો. વળી પાછો ઝુંપડીમાં ગયો—પાનો બ્હાર આવ્યો. એને બિલ્કુલ ચેન પડતું ન્હોતું. જવું કે ન જવું એના વિચારોમાં એ ડૂબકાં ખાતો હતો. હસીના બારણામાંજ ઉભી હતી. એની આંખ્યોમાંથી શ્રાવણ ભાદ્રપદ વહેતા હતા. રામચન્દ્રનો સીતા—ત્યાગ કે બુદ્ધના મહાભિનિષ્ક્રમણ કરતાંયે મહોબતનું નિષ્ક્રમણ હસીનાને મન મ્હોટું લાગતું હતું. છેવટે એક દુઃખી દૃષ્ટિ હસીના ભણી નાખી મહોબત વિદાય થયો. હસીનાની આંખ્યોમાંથી પૂર વર્ષ્યાં. હૃદયમાં ડૂમો ભરાઇ આવવાથી એ અવાક્ બની ગઇ. દૂર દૂર અન્ધારમાં વિલીન થતા મહોબતને દૃષ્ટિ પહોંચે ત્યાં સુધી જોઇ રહી. ઘોડીયામાંથી એનું ન્હાનું બાળક રડી ઉઠયું. રાત્રીના અન્ધાર પછેડા પૃથ્વીને વીંટવા લાગ્યા. હસીના ઝુંપડીમાં ગઈ. કર્કશ અવાજે દરવાજો બંધ થયો. ધીમે ધીમે વર્ષા શરૂ થઇ. ઝુંપડીમાંથી પવનના સૂસવાટા સાથે દિપક બૂઝાઇ ગયો. રાત્રી શૂન્યકાર અને ઝુંપડી નિર્જન જણાવા લાગી.

× × × ×

પાંચ વર્ષ પછીનું સ્હવાર ! ઘોરતમ યુદ્ધ સમી ગયું હતું. જગતસરમાંથી જાણે યુદ્ધ રાક્ષસને દેશવટો દેવાયો હતો ! દેશભરમાં આનંદોત્સવ થઈ રહ્યા હતા. મનુષ્યભક્ષી મહાયુદ્ધે કરોડો ઘરોમાં આર્તનાદ ફેલાવ્યો હતો. સેંકડો બત્રીશ લક્ષણાઓની એ યુદ્ધે આહુતિ લીધી હતી. લાખો માતાઓ પુત્ર વિહોણી અને હજારો પત્નીઓ પતિવિહોણી કરી હતી. હસીનાનો હૃદયનાથ પાછો તો આવ્યો પરન્તુ હસીના માટે

એ તદ્દન અયોગ્ય બની ગયો હતો. યુદ્ધમાં તોપોના અવાજથી એનું મસ્તક ભમી ગયું હતું–એ દિવાનો થઈ ગયો હતો. બબ્બે માસ થયાં એ તબીબખાનામાં પડયો હતો પરન્તુ સુધારાની કાંઇ આશા ન્હોતી. એ પૂનર્અવસ્થા પ્રાપ્ત કરી શકશે કે કેમ એજ પ્રશ્ન હતો, પાંચ વર્ષ સુધી મહંમદે હસીનાની સંભાળ રાખી હતી હસીનાના એકના એક પુત્રને ભયંકર માંદગીમાંથી બચાવવા એણે આકાશ પાતાળ એક કર્યાં હતાં. તંગ અવસ્થામાં નાણુંનો પણ છૂટે હાથે મદદ કરી હતી. હસીના જાણુતી હતી કે સુખનો સૂર્ય ઉગશે. પણ એ આશા ભયંકર નિરાશામાં ફેરવાઇ જતી માલુમ પડતી હતી. મહોબ્બત દિવાનો મટશે એવી દાક્તરોને આશા ન્હોતી, મહોબ્બત પાછળ નકામા રડી જીવન ગાળવું એ મહંમદને મન જીવન વૃથા ગુમાવવા બરાબર લાગતું હતું. હસીનાના દુઃખી જીવનને ફરી સુખી કરવા એણે હસીના પાસે પ્રેમદાન માગ્યું હતું. એણે ઘણીવાર હસીનાને ફરી ફરી સમજાવવા પ્રયત્ન કર્યા હતા. પરન્તુ હસીનાના આંતરનાદ જવાબ વાળતો ન્હોતો. એ બિચારીનું હૃદય ડામાડોળ અવસ્થામાં હતું. એક તરફ બાળકના ભવિષ્યનો વિચાર, બીજી તરફ પોતાની નિરાધાર અવસ્થા મહંમદની ભલમનસાઇ અને ઉપકારો, મહોબ્બતની કરૂણાજનક અવસ્થા અને એના પ્રત્યેની પોતાની વફાદારી–આ બધા વિચારો કોમળ સ્ત્રી હૃદયને હલમલાવી રહ્યા હતા. પણ વળી સવાલ ઉઠતો કે મહોબ્બતનો ત્યાગ શી રીતે કરાય ? નોકરી અર્થે બિચારો યુદ્ધમાં ગયો; સંગ્રામમાં એ દિવાનો બન્યો. એમાં એનો શો વાંક ? સમાજમાં એની શું સ્થિતિ ? મહોબ્બતનું કોણ ? આ બધા વિચારો ચલચિત્રની માફક એના મગજમાંથી પસાર થઇ જતા. બીજીજ પળે અંતરમાંથી સેતાન બોલી ઉઠતો, " ઉચ્ચ અભિલાષાઓ, મહંમદનું સુખ અપયશઆરામ અને

ચેનબાજી." ઘડીભર આ વિચારો મનને આનંદ આપતા એના અંતરમાં દેવદાનવનું તૂમુલ યુદ્ધ ચાલી રહ્યું હતું. મહંમદ ગઈ કાલે એને છેલ્લો જવામ આપવા કહી ગયો હતો એને શો જવાબ આપવો એ હજી હસીના નક્કી કરી શકી ન્હોતી.

"હસીના હવે શો વિચાર કર્યો ?" પાછળથી કોઇ બોલ્યું. તે મહંમદજ હતો. હસીના ચૂપ રહી. એને શું બોલવું એની સૂઝ પડતી ન્હોતી. એના હૃદયનું તૂફાન સમઝાવવા એની પાસે પુરતા શબ્દોજ ન્હોતા.

"હસીના, હસીના," મહંમદ ફરી બોલ્યો, "ત્હારે માટે આટલો સમય રાહ જોઈ. ત્હારામાં મને કાંઇક અદ્દભૂત લાગ્યું. મહોબતનો દિવાનો થઇ ગયો અને હવે એ ઠીક થાય એમ લાગતુંજ નથી. શા માટે ત્હારા યૌવનને નિરર્થક ગુમાવે છે ? ત્હારા મહોબતના ભરણ પોષણ માટે હું બનતો યત્ન કરીશ. પરંતુ તું નાહક તારી ઝીંદગી ગુમાવે એ મને ઠીક લાગતું નથી"

" બધું ઠીક, પણ એ બિચારાનું શું થાય ? એનો શો વાંક ? એને શી રીતે ત્યાગવો—મહંમદ—મહંમદ ખુદા એ સહન ન કરે. ગળગળી થઇ હસીના જોરથી બોલી ગઇ.

"વાંક ? વાંક ખુદાનો, એને દિવાનોજ શા માટે કરે ? દિવાનાને જીવન શું ? એના ભરણપોષણ માટે હું બંદોબસ્ત કરૂં. બીજું એને શું જોઇએ ? પણ ત્હારે આમ દુઃખી ન થવું જોઇએ, હું તને કાંઇ પજવવા માગતો નથી. ત્હારી પાસેથી મ્હારે એકજ જવાબ જોઇએ છે. હા કે ના. હજી વિચાર ! કાલે રાત્રે હું ત્હારી પાસે આવીશ. તું છેલ્લો જવાબ આપજે. ત્હારી ઇચ્છા હોય તો આ ઘરનો ત્યાગ કરી

નીચે ઉતરી આવજે. ત્હારી રાહ જોઈશ અને ત્રણુવાર ત્હને બૂમ પાડીશ. તે દિવસ પછી ભવિષ્યમાં તું મ્હને ભાગ્યેજ જોઇશ."

જવાબ મળે તે પહેલાં મહમંદ કય્હારનોય અદૃશ્ય થઇ ગયો હતો. પવનના સપાટામાં એનો પદઘોષ ડૂબી ગયો. એ નિસ્તબ્ધ શાન્તિમાં એક આત્મા આંસુ ઢાળતો હતો. પાસેનાજ પ્રાસાદમાંથી સંગીત સ્ફૂર્યું. જામેલી મહેફીલના બેદરકાર ઘોંઘાટમાં સંગીતના સૂર વાતાવરણમાંથીજ જતા, જગત્ જગતને રસ્તે ચાલ્યું જાય છે. દુઃખીઓના દુઃખ માટે એને શું પડી છે?

× × × ×

મનુષ્ય સંજોગનો ભોગ છે. જીવન એને મન ખેલ છે. માનવ હૃદયમાં જ્યહારે 'સુ' અને 'દુ' નાં યુદ્ધ મંડાય છે ત્યહારે તે સદ્‌ગુણ અને નીતિનો માર્ગ ભૂલી જાય છે. સ્વાર્થનો ઝંઝાવાત એને અસત્યને માર્ગે દોરી જાય છે. અસત્ય એની આંખોને આંજી દે છે. એ ગાઢ અન્ધકારમાં પરમાર્થ અને ફરજને જોઇ શકતો નથી. નિર્બળતાના તાંડવ નૃત્ય પાસે મનુષ્ય પામર બની જાય છે. એની ભાવનાઓ પવનના સુસવાટા સાથે ઉડી જાય છે. ઉપકાર અને વફાદારીનો અવાજ દુર્ગુણની રણભેરી આગળ વાતાવરણમાં સમી જાય છે, આનું નામ માનવીનું અધઃપતન. અસત્‌નું મધુર સંગીત માનવીને ભોળવી દે છે, યુદ્ધમાં હસીસાનું હૃદય છેવટે ન ટકી શક્યું. એના મન ઉપર અસત્‌નો વિજય થયો હતો. રાત્રી અને દિવસના વિચારોને અંતે કાળે ત્હેના હૃદયમાં પ્રવેશ કરી વાસો કર્યો હતો. મહંમદની માગણી સ્વીકારી લેવા એ નિર્ભર થઇ હતી. એના હૃદયમાંથી મહોબતને માટે પ્રેમ અને દયા કય્હારનાં નાશ પામ્યા હતા. સ્હાંઝ પડી ગઈ હતી,

દિવાકર પશ્ચિમમાં ડૂબતો હતો. સન્ધ્યા પુરી થવા આવી રંગબેરંગી અભ્રો કાળાં પડનાં હતાં. એક હૃદયમાં પણ મનુષ્ય–જીવનની કાલિમાં છવાતી હતી. હસીનાએ ઝીણો દીવો સળગાવ્યો એ દરિદ્ર ઘરમાં કાંઇક ગૂઢ ભયંકરતા ભાસતી હતી. રહામેના ઝાંપામાંથી એકાએક એક પુરુષ વ્યગ્રચિત્તે ચાલ્યો આવતો હતો. એનુ શરીર કૃશ થઇ ગયું હતું એનાં વસ્ત્રોમાં ડેકાણું ન્હોતું. વાળનાં ઝુમખાં પવનમાં અવ્યવસ્થિત રીતે ઉડી રહ્યાં હતાં એની દાઢીના વાળ હવામાં ફરફરતાં હતા. ગતિ તદ્દન મંદ હતી. તૂટેલા દાદર ઉપર એ વ્યકિત ચઢી. એ બીજો ાઇ નતીં પણ મહોબ્બતજ હતો. એકાએક એની સાન ઠેકાણે આવી ગાંડાની ઇસ્પિતાલમાંથી કોઇને પૂછ્યા કે કહ્યા વિના એ સીધો ચાલ્યો આવ્યો હતો. ઉંપર ચઢી એણે બારણું ઉઘાડયું. હસીનાએ પોતાની ન્હાની પોટલી તૈયાર કદી રાખી હતી. એનો બાળક કાંઇ સમઝી ન શકવાથી બાધા મંડળની માફક આમતેમ જોતો હતો. બ્હારીમાં ઉભી ઉભી હસીના દૂરદૂરના પર્વતો ઉપર એકી ટસે દૃષ્ટિ ઠેરવી જોઈ રહી હતી. એના વદન ઉંપર વ્યગ્રતાના ચિન્હો હજીયે સ્પષ્ટ તરવરતાં હતાં દરવાજો ઉઘાડયો, અવાજથી એ ચમકી નવીન આગન્તુકને જોતાં ભય અને આશ્ચર્યની મિશ્રિત વાગની એના મુખ ઉપર છવાઇ રહી. મહોબ્બત તો ઉભોજ હતો. થોડી પળો સુધી કોઇ બોલી શકયું નહીં. છેવટે હસીના–એ છવાઇ રહેલી શાન્તિનો ભંગ કર્યો.

" કોણ—મહોબ્બત, તું અત્યારે અહીં ક્યહાંથી ? "

મહોબ્બત હજી સ્તબ્ધજ ઉભો હતો. એનાથી કાંઈ સમઝાતુંજ ન્હોતું. બબ્બે વરસનો પડદો એની સ્મૃતિપટ ઉપર પડયો હતો. પૃથ્વી સૂર્યની આસપાસ બે આંટા ફરી વળી હતી. મહોબ્બત અને જગતની

વચ્ચે બબ્બે વર્ષનાં અંતર હતા. તે એટલુંજ બોલી શકયો—"તું અત્યહારે ક્યહાં જાય છે?" "હું જાઉં છું—જ્યહાં મ્હારૂં ભાવી મ્હને ઘસડી જાય ત્યહા. આ ઘરને હવે છેલ્લાં પ્રણામ છે. હસીના ઉતાવળે ઉતાવળે કાંઇ પસ્પષ્ટ રીતે બબડી ગઈ.

"એટલે?" મહોબ્બતથી વધુ ન બોલાયું. ઘરમાં ચારે બાજુએ નજર નાખી માથું દબાવી પાસેના ખાટલા ઉપર ધબ્બ દઇને એ બેસી ગયો. એના દુઃખથી પત્થરોએ રડી ઉઠે એવી એની શીકલ હતી.

"એટલે? એટલે બીજું કાંઈ નહીં હું જતી રહું છું. આવું જીવન મ્હારાથી નથી જીવાતું." હસીના બોલી રહી એટલામાં નીચેથી બુમ આવી "હસીના" હસીના વિજળી પડે એમ ઝબકી. મહોબ્બત હજી કાંઇ સમઝી શકયો ન્હોતો. જુનું જીવન એને ધીમે ધીમે તાજું થતું હતું. શિથિલ થયેલું મગજ સતેજ થતું હોય તેમ એ બોલ્યો.

"મ્હને રઝળતો મૂકીને? હસીના, મ્હારી તરફ તો જો, મ્હને કાંઈ સુઝ પડતી નથી. મ્હારી બુદ્ધિ બ્હેર મારી ગઈ......હું લડવા ગયો ત્યહા મ્હને કાંઇક થયું. મ્હને દુનિયા નવી લાગે છે. પણ તું ક્યહાં જાય છે? હસીના—મ્હારી હસીના તું મ્હને ત્યાગે છે?" તંદ્રામાંથી જાગ્રત થતો હોય તેમ એ બોલ્યો. પોતે યુદ્ધમાં છે કે ઘેર એની એને બરાબર ખાત્રી થઇ ન્હોતી. એની આંખોમાંથી આંસુ સરી પડયા એક સમયનો પડછંદ યોદ્ધો આર્દ્ર બની ગયો.

"મહોબ્બત—મહોબ્બત—આમ ગાંડા શું કાઢે છે? હાય—ત્હારી અને દુનિયાની વચ્ચે બે વર્ષની ખીણ ક્યહાં ત્હારી સ્થિતિ?" હસીના હજી એને ગાંડાજ ધારતી હતી. આવીજ રીતે તે એકવાર ઘેર નાસી

આવ્યો હતો. ફરીથી બુમ પડી "હસીના" તે એકાએક ધ્રુજી ઉઠી. ભયંકર ઝંઝાવાતમાં કંપતી વેલ્ય જેવી એની અસહાય અવસ્થા થઇ ગઈ હતી તે દાદર પાસે દોડી. વળી થંભી ગઇ. એક નિશ્વાસ મૂકી તે બોલી.

જીવનભરની અસહાય અવસ્થા–દુઃખના ડુંગર–જીવન નિર્વાહની પરાધીનતા બીજું મ્હારૂં યૌવન–મહોબત યૌવનના વિકાર નથી જીર-વાતા નથી સમઝાતા–હા, પ્હેલાનું સુખી ગૃહજીવન ? આ ન્હાનીશી વાડી અને પેલો કુવો. ત્યહાં આપણા પ્રણયપાઠ મંડાયા માત્ર બેજ વર્ષમાં તું ગયો–પાંચપાંચ વર્ષના વિયોગ યુદ્ધમાંથી પાછો આવીશ એવી આશાઓ નિરાશાઓમા ફેરવાઇ ગઇ. તું આવ્યો તો ખરો પણ દીલને ડામ દેવા, ઝુરતી તરૂલતાને વધુ ઝુરાવવા!, ત્યહાર પછીનાં બે બે વર્ષ એટલે પરાધીનતા, હજીપણ ત્હને જોઇને બળવાનુંજ રહ્યુંને ? ...પણ એમાં ત્હારો શો દોષ ? વાંક વિધિનો ત્યહા ત્હને શું કહું ?– મહોબત–મહોબત–" વાકય પુરૂ કરે તે પહેલાં "હસીના" એમ ત્રીજી બૂમ સંભળાઈ. ફાંસીને માંચડે લટકતા મનુષ્ય જેવી દશા એક, બે, ને ત્રણ સાંભળતાં થાય એવી પરિસ્થિતિ હસીનાને થઇ. ક્ષણભર એ મહોબત ભણી જોઈ રહી. એ તો ઉભોજ હતો. સુઘડ ઘર, વાડી અને કુવાભણી હસીનાએ છેલ્લી નજર નાંખી દિપકમાં તેલ ખૂટયું હતું. દિવો ડુલ થયો. અન્ધકાર વ્યાપી રહ્યો. હસીના બને તેટલું સામર્થ્ય ભેગું કરી બાળકને તેડી ધ્રુજતે પગે દાદર ઉપરથી ઉતરી... ...ધીમે પગલે દરવાજા તરફ દોડી ગઈ.

ટાંગો તૈયારજ હતો. દરવાજા પાસેથી ટનનન્ કરતો એ ઉપ-ડયો. મહોબત વાઘની માફક કુદ્યો. દાદર ઉતરતાં ફસકી પડયો. પાછો

ઉઠયો અને દોડયો. ટોકરીનો રણકાર વાતાવરણમાં ડૂબી જતો હતો. "હસીના' હસીના" મહોબ્બત બૂમ પાડી ઉઠયો. નિર્જન વાતાવરણમાં ક્રુર રીતે એજ શબ્દોનો પ્રતિઘોસ થયો. પ્રતિઉત્તર આપનાર કોઇ હતું જ નહીં. અન્ધકારમાં મહોબ્બત દરવાજા પાસે ઢળી પડયો. પાસે ના ઝાડ ઉપરથી ફડફડાટ કરતું એક પંખી ઉડી ગયું.

ગીરિજાશંકર ઓઝા



# આશા ગાંડી !

" આશા એતો મધુર કડવો અંશ છે જીંદગીનો;
છેદાયેના જીવિત સુધીએ, છેદતાં જીવ જાતો ! "

( કલાપી )

શિયાળાની ઠંડી રાત્રી છે. જગત નિદ્રાને ખોળે પડયું છે. સર્વત્ર શાંતિ છાઈ રહી છે, ચંદ્રિકાનાં અજવાળાં ફેલાયાં છે—કવચિત દુરથી આવતું કુતરાંઓનું કરૂપ રૂદન સંભળાય છે.

આવી રાત્રીએ એક નિરવ મહોલ્લામાં ફાટયાં તુટયાં ધવલ વસ્ત્ર પહેરેલી યુવતિનો આછો પડછાયો જણાય છે. તે એક ખંડેર નજીકના પત્થરના ઓટલા ઉપર કંથા ગોદડી પાથરી બેઠી છે. તેના વાળ છુટા છવાયા વેરાયા છે. વદન કમળ શ્વેત અને ફિક્કાસ ઉપર છે. આકાશના ચંદ્ર સ્હામું જોતી તે સ્ત્રી બેઠી છે. ઠંડીને લીધે તેના પગને સંકોરી નીચા દાબ્યા છે, તેનો એક હાથ તેની જંઘા ઉપર પડયો છે. બીજો હાથ અર્ધ ચંદ્ર જેવી હડપચી નીચે આવી રહ્યો છે. આંખો તેજ વિહોણી જણાય છે. ગાલ ઉપરથી અશ્રુબિંદુ સરે છે. નજીકમાંજ એક ન્હાનું સાતેક માસનું બાળક એક કપડામાં લપેટેલું તેની પાસે

સુતું છે. યુવતિ ઉપર નિદ્રા દેવીની અવકૃપા થવાથી તે આજ આમ વિચાર મગ્ન બેઠી છે. અત્યારની દેખાતી સ્થિતિ ઉપરથી એમ જાણી શકાય કે આ કોઇ ભીખારણ હશે–પરંતુ ફક્ત તેની દેહ કાંતિજ તેમ વિચારતાં સ્હેજ અટકાવે.

આ ભિખારણ યુવતિ કોણ હશે? ગમે તે હોય આપણે તેને આ સ્થિતિમાંજ જોઇ જરા પાછા ફરી કંઇક બીજું જોઇએ:—

રત્નપુરીમાં મનસુખલાલ એક શ્રીમંત રહેતો. તેને પ્રૌઢ અવસ્થામાં એક પુત્ર–તેનું નામ વિનાયક. માતા બાળપણમાંજ વિનાયકને મુકી ગુજરી ગઈ. શેઠને તેમની ચાલીસેક વર્ષની ઉમરે આ વિનાયકનો જન્મ પ્રભુકૃપાથી થયેલો લક્ષ્મીના સુખમાં મ્હાલતા શેઠે બીજી પત્ની આણી ત્હેનું નામ કમળા. શેઠનો નવો ગૃહસંસાર શરૂ થયો એક પુત્રી થઇ–ધીમે ધીમે ઓરમાન માતાના હૃદયમાં દ્વેષનો વાસ થયો. વિનાયક પણ સામાન્ય અભ્યાસ કરી સ્વચ્છંદ વૃત્તિમાં દોરાયો. સોબત પણ જોઇએ તેવી મળી એટલે આ શ્રીમંત પુત્ર ફાવે તેવી રીતે વિહરવા લાગ્યો. આ પ્રમાણે તેના જીવનની શુભ શરૂઆત થઈ.

શ્રીમંતનો પુત્ર એટલે જ્ઞાતિમાંથી કન્યાઓનાં પણ ઉપરા ઉપરી માગાં આવ્યા–સદભાગ્યે તે રિવાજ પ્રમાણે ઘોડીઆમાંજ ઝંપલાયો નહતો; આનુ કારણ પાછળથી આવેલી તેની સાવકી માતા હતી. વિજયશંકર આ જ્ઞાતિમાં સારી સંસ્કૃતિવાળા ગણાતા, તેઓએ પાશ્ચાત્ય જ્ઞાન ઠીક પ્રાપ્ત કર્યું હતું–તો પણ સ્વધર્મ કર્મ વગેરેમાં આદર્શ હતા. તેમને ફક્ત ત્રણ પુત્રીઓજ થયેલી–તેમાં એક બાળ વયમાં મરણ પામી–એકનો ક્ષય રોગે ભક્ષ કર્યો–બાકી રહી તે **આશા.** આશા તે જીવનની આશાજ હતી. તે સદગુણી હતી–સુશિક્ષીત હતી. શિક્ષિત

માતાની પણ ગૃહ કળવણી સારી મળેલી આશા અગીઆર બાર વર્ષની થઈ ત્યારે તેના વિવાહની શોધ થઈ, મનુસુખલાલના પુત્ર વિનાયકને ત્યાં વિવાહ કર્યા. આ વખતે વિનાયકની ઉમર સોળેક વર્ષની હતી. સ્વચ્છંદ વૃત્તિમાં દોરાતા જીવનની શરૂઆત હતી.

આશાનાં લગ્ન વિનાયક સાથે થયાં આશા પંદર વર્ષની સુસ્વરૂપ યુવતિ થઇ ગઈ. વિનાયક પણ વિસમી સદીમાં શોભતો ઓગણીસ વીસ વર્ષનો ફક્કડ યુવાન થયો. લગ્ન થઇ ગયું. મંગળ ગીત ગવાયાં, લ્હાવા લેવાયા, વાહવાહ થઇ અને ટુંક સમયમાં તો આશા સાસરે આવી.

*　　　*　　　*

આશા કમનશિબ હતી. આદર્શ સન્નારી હતી કિંતુ તેના જીવનમાં સુખ ન્હતું. વિનાયક તેના નફટ સોબતીઓના સંગના રંગે ચઢયો—વ્યસની અને ઉડાઉ બન્યો. વધુમાં મદિરાદેવીનો પણ સાચો અને મોટો પ્રિય ભક્ત થયો. આશા તેના પતિદેવના આ ચારિત્ર્યને પ્રથમ તો જાણી શકી નહતી, પરંતુ ધીમે ધીમે સંસર્ગમાં આવતાં તે ચતુર સુંદરી સઘળાથી જ્ઞાત થઇ. પતિની અયોગ્ય માર્ગશ્રેણી બદલવા તેને ધીમે ધીમે માર્ગો પણ લેવા માંડયા તેનું જ્ઞાન અને વિવેક, સૌન્દર્ય અને ભાવના, મંજુલ વાણી અને રીતભાત વિનાયકને વશ કરવા શરૂમાં તો શક્તિમાન થયાં. વિનાયક તેની આગળ એક સરળ બાળક પ્રમાણે વર્તતો—પરંતુ આશાનો સદબોધ અને ગુણપ્રભાવ આ જડ માનવ હૃદયના ઉપર છેવટ સુધી અસરકારક નજ નિવડયો. સાવકી માતાની તો પ્રથમથીજ બેદરકારી હતી. પિતા પણ વન વટાવી રહ્યા હતા એટલે તેમને પણ હવે તો વિનાયક ગાંઠતો કરતો નહી. આ શિવાય વિનાયકને અંકુશ નામમાં કંઈ ન્હતું—પાછો એકનો એક પુત્ર

એટલે તેને ખાસ દબાણ પણ થતું નહિ; આથી ફરી વિનાયકને જોઈતી રીતે તેના માર્ગમાં વિહરવા ઉત્તેજન મળ્યું.

બિચારી લાડકોડમાં ઉછરેલી આશા ! સુશિક્ષીત આશા–આર્ય રમણિને યોગ્ય સર્વ ગુણ ધરાવતી, તેનામાં સ્નેહ હતો, સૌજન્ય હતું, મૃદુતા અને મીઠાસ હતી પણ તે સઘળી કુદરતી બક્ષીસનો ભોક્તા ગમાર નિવડયો. આશા, આશામાંને આશામાં તેના દુઃખી દિવસો વ્યક્ત કરતી.

રાત્રી થઇ ગઇ છે. આજે આશા તેના શયન મંદિરમાં એકલી અટુલી બેઠી છે, નજીકમાં ખુલ્લું રામાયણ પડયું છે–તેના ઉપર એક મઢેલી છબી છે; આશા તે છબીમાં જોઇ દુઃખનાં આંસુ વેરતી–કોઇ લ્હોનાર નહતું. આ પ્રતિક તે તેના પતિદેવનું હતું; કેટલીક વાર તે નિરાશાના ઉદગારો કાઢતી–આજે પણ તેનો પતિ રાત્રીના બાર થવા છતાં હજુ ઘેર નહિ આવવાથી, આર્ય સ્ત્રીને યોગ્ય ધર્મનીતિ પ્રમાણે નિદ્રા લીધા વીના પતિદેવનું ચિંત્વન કરતી ચિંતામગ્ન બેઠી છે–ધીમેથી દુઃખનો ધ્વનિ આ શાંત ઓરડામાં કહાડતી જણાય છેઃ– " પ્રાણેશ ! આ અભાગણિનામાં શું ન્યુનતા છે ? આપ શાથી પર-દારાના પ્રેમ રંગે રાચો છો ? શું એ યોગ્ય કહેવાય ? મ્હારી દયા આપને જરા પણ નથી આવતી ? એ મદિરાની પ્યાલી અને કુલટા-ઓની સ્વાર્થ નીતિમાં મળતો તુચ્છ આનંદ–ગમ્મત તમને આ નિર્દો-ષના સાત્વિક પ્રણયમાં ન મળે ? ! વ્હાલા..........

આગળ બોલવા જાય છે તેવામાંજ તેના કર્ણ ઉપર એક તિક્ષ્ણ અવાજ આવ્યો તે ગભરાયેલી ચીસ હતી. તુરત ઉભી થઇ. હાથમાં ફાનસ લઇ નીચે આવી દ્વાર ઉઘાડયાં..........તેને શું જોયું ? જેનું

હમણાં સ્મરણ કરતી હતી તેજ તેના વ્હાલા...ઓટલા નીચે બેભાન સ્થિતિમાં પડયા છે.

માથા ઉપર ટોપી નથી—અંગ ઉપર કોટ નથી; ફક્ત એક પહેરણ અને ધોતિયુંજ છે. આશાએ ફાનસ નજીકમાં મુકી પાસે જઇ જોયું તો પતિના માથામાંથી રક્તધારા વહી રહી છે. બિંદુઓ જમીન ઉપર ટપકે છે; મૂખમાંથી વાસ આવે છે. તે વાસ શાની હતી? આશા તે જાણુતીજ હતી પણ અત્યારે તે વિચાર્યા શિવાય તુરત તેણે પતિના ઘા ઉપર હાથથી દબાવી પ્રિયના મસ્તકને અંકમાં લીધું—જેની ઝંખના કરતી હતી તે મળ્યો—

પરંતુ આવી વિચિત્ર સ્થિતિમાંજ ! આશા રડી, આંસુ પાડયાં—પતિદેવના ઉપર સરી તે આંસુ હૃદયની ફરિયાદ કહેવા લાગ્યાં. વિનાયકે ઘેરાતી આંખો સ્હેજ ઉઘાડી—ભાન આવ્યું. એકદમ બોલી ઉઠયો—"વહાલી...આ.. શા !"

આજે વિનાયક સાંજનો જમી કરી સ્વાર્થી મિત્રોની મહેફીલમાં ઉપડી ગયો હતો; ત્યાં મદિરા દેવીનુ સારી રીતનું પાન કરી—રંગરાગ ખેલી—પાસેના કપડાં પણ ત્યાં મુકી રખડતો ઘણી મુશ્કેલીએ તે ગૃહ આંગણે આવ્યો કાળી અંધારી રાત્રી છાઈ ગઇ હતી. રસ્તાઓ શાંત અને નિર્જન હતા; વિનાયકને તેનો એક મદિરા મંડળનો સાથી ઘર સુધી મુકી ચુપકીથી પલાયન કરી ગયો. તેને હજુ દારૂનો નિષો ઉતર્યો ન હતો આથી, પત્થરનો પગથાર ચ્હડતાં વચમાંથીજ ચુકયો—ભુમિવન્દન કર્યું નીચે પડતાંજ ઓટલાની કોરેલી ધાર વાગવાથી લોહી નિકળ્યું. આશા એ વિનાયકને તેના બધા જોરથી સ્હાઇ—ઝાલી ઘણી મહેનતે ધીમેથી ઘરમાં લાવી—ઘા ઉપર દવા મુકી પાટો બાંધ્યો. વિનાય-

કને હવે સ્હેજ પુર્વસ્મૃતી સ્મરણ પટમાં તાજી થઈ આશા સ્હામું અનિમેષ જોઇ રહયો. આશા છુપું છુપું રડતી હતી, પણ આ ઘટના હજુ વિનાયક જાણી શકયો નહતો. આશાનું હૃદય ચુર્ણ થઇ દુઃખથી ધવાઈ રહ્યું હતું તો પણ તેના આદર્શ ઉન્નત હતા–તે આવા નીચ કોટીના પતિને સ્વમાન આપી હજુ સુધી સત્કારતી હતી. "પ્રાણનાથ, હવે આપને કંઇ ઠીક છે?" આશાએ ગળગળીત થઇ પ્રશ્ન કર્યો. "વ્હા...લી આશા...તુ...મ્હને...અહી આં...લા...વી" તુટક શબ્દોમાં વિનાયકે પૂછયું. "હા. નાથ હવે આપ શયન ગૃહમાં ચાલો સુઇ જાઓ; રાત્રીના એક બે થવા આવ્યા છે. વિનાયક સુઇ ગયો. પરંતુ આશાને આજ બિલ્કુલ નિદ્રા આવી નહિ તે તો બિચારી આખી રાત્રી જીવન નિરાશામાં રડતીજ રહી.

સુશીલ આશાને કંઈ આ પ્રથમ દ્રષ્ય નહતું. તેના રોજના સુખી દિવસો (?) હાવાજ જતા હતા.

× × × ×

આશાનાં માતા પિતા યાત્રાએ ગયાં. કારણ કે ધર્મ શ્રદ્ધામાં ઉભય અચળ હતાં, તે સાથે હવે કંઇ અન્ય જંજાળ નહિ હોવાથી તેઓએ યાત્રાનો વિચાર કરી પ્રસ્થાન કર્યું. વિનાયક દિવસે દિવસે પૈસાનો દુર વ્યય કરે ગયો; વ્યસન અને નાચ, ગાનતાન વગેરે શોખમાં પાણીની માફક પૈસો વાપર્યો; આશાના પણ પૈસા જુલ્મથી વા છૂપી રીતે લઇ જઇ આ ફકકડરાવ ઉડાવા લાગ્યા. પણ આથી એક સારૂ યા નઠારૂં (?) પરિણામ આવ્યું કે, વિનાયક આશા પ્રત્યે કંઇક બાહ્ય સ્વાર્થ સ્નેહ પણ બતાવવા લાગ્યો; આશાને આથી સુખ થયું તેને હજુ પણ પતિના ઉજવળ ભાવીની આશા હતી. પરંતુ ખરૂં જોતાં તે વ્યર્થ હતી.

આશાને ગર્ભ રહ્યો. આ સ્થિતિમાં પણ તે તો સુખ નજ પામી શકી. તેની હૃદયની મુંઝવણ વ્યકત કરવા હવે તો કંઈ સ્થાન પણ નહતું. નિરંતર મુઝવાતી—છેવટમાં દુઃખની દવારૂપ આંસુ કહાડી તે શાંત થતી, નવ માસ પૂર્ણ થયા–એક પુત્રનો જન્મ થયો. આશાને ઘણોજ આનંદ થયો. આથી સાવકી સાસુ કમળાને બળ્યાનું કારણ મળ્યું, પણ સદ્‌ગુણી આશા તે કંઇ ધ્યાનમાં લે તેમ નહતું. તે તો વિનય અને વિવેકથી તેના હૃદયને પણ બાહ્ય રીતે પણ આકર્ષિ તેની ઉત્તમ ભાવનાઓનું ભાન કરાવતી. હવે દુરભાગ્યે ક્રુરકાળ ચક્રના પંઝામાં મનસુખલાલ સપડાયા. સ્વર્ગ પામ્યા. આશા પુષ્કળ રડી—કારણ તેનું હૃદય લાગણી વશ હતું. સાવકી માતાએ પણ હૃદયનાં આંસુ પાડયાં. વંઠેલ વિનાયક પણ પિતાની મરણ ક્રિયા કરવા પુરતો શાંત અને ગમગીન રહયો. આશા હજુ સુવાવડમાંજ હતી, એકાદ માસ થયો હતો. તેમાં આ અણચિંતવ્યો આઘાત તેને અસહય લાગ્યો. વળી હવે તો વિનાંયક આશાની ગેરહાજરી અને પિતાના અલ્પ પણ, અંકુશ મુક્ત થવાથી સ્વતંત્ર રીતે પાશવજીવનમાં આગળને આગળ ધપ્યો રહયો.

મદિરા દેવીના ભક્તો—પરદારાગામીઓ કે દિવસ સુખી જોયા ? મદિરાની વધતી જતી પ્રસાદીથી તેમજ પ્રબળ વિષય વાસનાથી વિનાયકનું શરીર લથડયું. ભયંકર માંદગી આવી–તેમાં સપડાયો: આશા હજુ તો સુવાવડમાંથી નાહી-ધોઇને ઉઠી છે—સસરાના મરણનું દુઃખ હજુ તાજુંજ છે, ત્યાં—પતિની બિમારીએ તેના જીવનને અતિવ દુઃખમય બનાવ્યું નિષ્ણાત ડોકટરો આવવા લાગ્યા, યોગ્ય દવાઓ થઇ પણ વિનાયકની પ્રકૃતિમાં કંઇ ફેરફાર જણાયો નહિ.

આશા પણ તેના ક્ષયરોગમાં સપડાયેલ અસ્થિ પિંજર સમા પતિની સુશ્રુષામાં પાછી પડી નહિ. હજુ તેનું શરીર તો દૂર્બળજ હતું–પુત્રને ઉછેરવાની મ્હોટી જવાબદારી ઉભી હતી તે સર્વ આ સમયે ધ્યાનમાં નહી લેતાં તેનું સર્વસ્વ સ્વામીની પવિત્ર સેવામાં અર્પણ કર્યું–હોમ્યું–પૈસા પણ પુષ્કળ ખર્ચ્યા; આશા રાત્રી અને દિવસ એકજ રીતે બેસી પતિને ખરી મદદગાર થતી–અર્ધાંગના શબ્દનું સાર્થક પૂર્ણ કરતી; તેને દવા પાતી–માથું દાબતી–પવન નાંખતી તેમજ પતિની ખરી સેવા સુખનો સ્વાનુભવ કરતી; આમ છતાં પણ વિધિની લીલા વિચિત્ર છે. કુદરત કુર છે, એકવાર હસાવે છે તુરત બીજી ક્ષણેજ રડાવે છે: વિનાયક છેવટના શ્વાસ લઇ રહ્યો છે–આશાના પ્રેમ ભીના હૃદયમાં હજુ પણ પ્રિય પતિદેવના જીવનની આશા છે–હતી.

સંધ્યાનો સમય છે. અંધકાર ધીમે ધીમે પ્રસરી રહ્યો છે. લ્હેરી લાલાઓ અસ્લીલ ગાનગાતા રસ્તાઓ ઉપરથી પસાર થઇ રહ્યા છે–કોઇ હસે છે કોઇ રડે છે. આવી કુદરત લીલા આશાને પણ આજ અનુભવવાનો દુઃખદ યોગ આવી ગયો છે, વિનાયક દુઃખની ઝીણી ચીસો નાંખી રહ્યો છે ઓરમાન માતા કમળા પણ દૂનિયાને માત્ર જણાવવાજ કંઇક બાહ્ય શોકભાવ જણાવતી શોકમાં બેઠેલી જણાય છે વિનાયકની વિકળ ચક્ષુ છેવટમાં કંઇક શોધે છે. ચતુર આશા સમજી નિકટ ગઇ–તે તેને જોતાં છેવટ બોલ્યો—

" આ...શા ભાલચંદ્રને...લા...વ મ્હને એ...પ્યારો...જોવા કે " તુટક શબ્દોમાં પુત્ર મુખ જોવાની ઇચ્છા જણાવી–આશા નજીકમાંજ ભોંય પડેલા પુત્રને લઇ પતિ આગળ ઉભી–પુત્ર મુખ જોઈ, વિનાયકે એક શાંતિનો શ્વાસ લીધો–થોડીવાર પછી આશાએ પુત્રને

નીચે સુવાડયો. વિનાયક ગળગળો થયો–પશ્ચાતાપ થવા લાગ્યો. જીવનની મીઠી લ્હાણ વહિ ભોગવતાં કરેલ પાપો માટે શોચ કરવા લાગ્યો, આશાના આદર્શ જીવનની પ્રતીતિ થતાં હૃદય રડવા લાગ્યું–ગળગળો થયો જીભ્હા અટકવા માંડી–ગળુ સુકાવા લાગ્યું–...“આશા...તને...મ્હે...બહુ દુઃખ આપ્યું છે...ક્ષમા...કરજે...હવે...મારી...આ...શાળા...ઉછું. ત્હારૂં કોઈ... ... ...

આ છેવટના ભાગ્યા તુટયા શબ્દો ઉચ્ચારી વિનાયક આ ફાની જગતમાંથી વિદાય થયો–આશાના પતિએ સ્વર્ગ પ્રયાણ કર્યું. આશા રડી–પુષ્યળ રડી; તેના કરૂણું આક્રંદે સગા વ્હાલાંને પણ પુષ્કળ રડાવ્યાં દયાની દેવી શમી સુશીલ આશા જીવનની શરૂઆત થતાંમાં, યૌવનનાં આતિથ્ય લહ્યા પહેલાં વિધવા બની. સમાજના ક્રુર શબ્દોમાં “ આશા રાંડી. ”

હિન્દુ સમાજમાં “ વિમળતા ” ભર્યા વૈધવ્ય કેવાં પૂજાય છે, વિધવાને શું સ્થાન છે. જાહેરમાં તે કેવી રીતે સત્કરાય છે, જનતાની નિંદક આંગળીઓથી તે કેવી રીતે ચિંધાય છે, પિયર તેમજ સાસરામાં તે કેવી અલૌકિક ઉપમાઓથી સંબોધાય છે, આ બધું અત્રે લખવું ઠીક નથી–તો પણ–વાંચક ત્હારી દ્રષ્ટિ સમક્ષ એક નિરાધાર હિન્દુ હિન્દુ વિધવા પ્રાણીનું ચિત્ર દર્શન કલ્પજે; અને પછી હૃદય જેવું ઇશ્વરે કંઇ આપ્યું હોય તો, થોડીવાર પણ તે સ્થિતિ અને અનાથ ત્યાગમૂર્તિ ઉપર જરૂર વિચારજે. વૈધવ્યના આદર્શ આજ અદૃશ્ય થયા છે. આજની વિધવા પાંચ સાત કે અગીઆર અથવા સોળ જેવી વયે તે પદને પામે છે ! સંસાર સાયરના કિનારે આવતાં પહેલાં–અરે તે માર્ગ દિશા જોયા પહેલાં સ્ત્રી વિધવા બને તે શું કહેવાય ? તેમાં પણ

આપણા સમાજનાં બંધનો અને રૂઢીના નામે થતા અનાચાર અને અત્યાચારથી હિન્દુ વિધવાઓ આજ ચોધાર રડે છે. તેનાં ઉષ્ણ આંસુથી માતા ભારતીની ગોદ ભિંજવે છે; પણ હજુ આપણો સમાજ પૂર્ણ જાગૃત અવસ્થામાં આવ્યો નથીજ.

કુદરતીજ હેવો નિયમ છે કે જ્યારે જ્યારે મનુષ્ય દુઃખમાં આવી પડે છે–ત્યારે તેના દુઃખની નિરંતર વૃદ્ધિજ થયા કરે છે. દુઃખ રૂપી રાક્ષસ મનુષ્ય પ્રાણીને પિડવામાં કંઈ બાકી રાખતો નથી. સંસારરૂપી રંગભૂમિ ઉપર પણ કાળ રૂપી સુત્રધાર તેના અવનવા ચિત્રવિચિત્ર "હર્ષ–શોકના" પરિવર્તન પડદા નાંખે છે. આશા સાસરે આવી ત્યારથીજ દુઃખી હતી–તેની દેહ કળીની પિમળ, ત્હેની ઉરની આશા વિનાયકના અમર્યાદિત વર્તનને લઈ અકાલેજ વીલિન થઇ હતી. તો પણ વિનાયકનું જીવિત જીવન તેને છેવટ સુધી આશા આપતું હતું. આજ તો તેમ પણ નથી. ઘરમાં સાવકી માતા–સાસુ છે, સસરા ગયા, પતિ દેવ પણ રંક અબળાને રખડતી મુકી–આક્રંદ કરતી સ્થિતિમાં રાખી ચાલી ગયા ?

આશાની જીવન આશા તો ઉડીજ ગઈ. હવે ફકત પુત્ર ભાલ ચંદ્ર તેજ તેના પણ નશીબ રૂપી ભાલનો ચંદ્ર હતો–હૃદય ચંદ્ર તો અસ્ત થયો.–તો પણ તે જ્ઞાની અને ડાહી હતી. પતિના અવશેષ પ્રસાદ–પુત્રના મૂખને જોઇ તેને રમાડવામાં તેમજ ઉછેરવામાં તે તેનો કાળ ક્ષેપ કરતી.

આજે ગીતાજી લઇ વાંચે છે. ધોયેલ શ્વેત અને સાદાં વસ્ત્ર ધાર્યાં છે, ભાલે વિભુતિનું ત્રિપુંડ ઝળહળે છે, કંઠમાં એક રૂદ્રાક્ષની માળા આવી રહી છે મુખકાંતિ ફિકકી હોવા છતાં અત્યારે સાક્ષાત

દેવીની વિમળ મૂર્તિ સમી આશા દિપતી હતી. નજીકમાં ત્રણ ચાર માસનો બાળક જમીન ઉપર હાથ પગ હલાવતો છત ઉપરનું નકશી કોતરણી કામ જોતો નિર્દોષ રમત કરી રહયો છે. આશા વાંચતાં વાંચતા થોડીવાર આ બાળક રહામુ જોઇ કંઇક સંતોષ અને આનંદ પામતી આ સમયે પોષ્ટમેન આવ્યો, પતિદેવના નામનો ઉચ્ચાર સંભળાયો-ઘરમાં એક પોષ્ટમેન આવ્યો. પતિદેવના નામનો ઉચ્ચાર સંભળાયો-ઘરમાં એક પોષ્ટકવર આવ્યું-હાથમાં લીધું-ફોડયું વાંચવા માંડયું-જેમ જેમ વાંચતી ગઈ તેમ તેમ તેના મુખભાવો બદલાતા ગયા-આખરે પત્ર પૂર્ણ થતાં તે એકદમ રડી પડી. તેના રૂદન ધ્વનિથી આડોશી પાડોશીઓ પણ ભેગાં થયાં સર્વ ભેગાં થયાં રડયાં, આશા ઉપર તો વિધિ ક્રુરને ક્રુરજ થતી જાય છે. વાંચક ! પત્ર તેનાં માતા પિતાના અકસ્માત મરણનો હતો-ત્યાં ધૈર્ય કેવી રીતે રહે વારૂ? તે આ પ્રમાણે હતો.

**અશુભ છે.**

કાશીક્ષેત્ર તા.........

શ્રી વિનાયક લાલજી તથા બ્હેન આશા,

દિલગીરી સાથે જણાવવાનું કે અહીં યાત્રાએ આવેલ, શ્રી. વિજયશંકર તેમજ સૌ. પ્રભા બ્હેન ગંગાજીમાં હોડીમાં બેસી નદી ઓળંગતાં- દુર્દૈવની હોડી ઉંધી થઈ ગઇ અને તેઓનો દેહોત્સર્ગ થયો છે. આથી અમે ઘણા દિલગીર છીએ પણ ઇશ્વરેચ્છા પ્રબળ છે. તેમના સામાન વગેરેનો શું પ્રબંધ કરવો ?

એજ. લિ. તિર્થગોર રામપ્રસાદજી.

\+ \+ \+

કાળનો અગાધ મહિમા ! શ્રી મન્માથ કવિએ યથાર્થ કહ્યું છે કેઃ–

**" સમય એવ કરોતિ બલાબલં "**

આશાના ધૈર્યની–સહિષ્ણુતાની હદ આવી રહી ! આ આઘાત તે કોમળ હૃદય માટે જેવો તેવો ન્હતો. તેને ખાવામાં મન રૂચતું નહિ–વાંચનનો પણ ત્યાગ કર્યો. વિચારમાંજ નિશદિન કહાડવા લાગી. ક્રંદન-રૂદન ને રૂદન. તો પણ શાંતિ ન થઇ. આશાની માનસિક સ્થિતિએ પલટો ખાધો; ડાહી આશા–ગાંડી બની, હવે તેની મનોવ્યાધિ માટે સર્વ ઔષધ પણ નકામા હતાં. ટુંક સમયમાં વ્હાલાંઓનો એક પછી એક વિયોગજ મળ્યો આખરે તે ભાવભીનું સ્ત્રી હૃદય વહલોવાયું:

આશા તેના પાંચ છ માસના પુત્રને લઇ શેરીએ શેરીએ—પતિના નામની–માતા પિતાના નામની દુ:ખ પૂર્ણ ગર્જનાઓ કરે છે રસ્તાના રાહદારીને કે બાળકને, પશુને કે પક્ષીને હાંથ જોડી કરગરતી કહે છે " મ્હારા વિનાયકને–પિતાને માતાને–તમે કોઇએ જોયા ? ભાઇ બતાવને ! " પગે લાગું છું પગે લાગું છું " મ્હારે તેમને એકજ વાત કરવી છે ? " સમજવાન વ્યક્તિ દયા દૃષ્ટિથી જોઇ નિશ્વાસ નાંખીનેજ જતી–પરંતુ બાળકો, એ ટીખળીખોર બાળકો તેની પાછળ પાંછળ "**આશા ગાંડી** "–" **ગાંડી** "ના શ્રોપ કરતા દોડતાં–કોઇ ધુળ પણ નાંખે કાંકરા પણ મારે આશાં તે મૂક ભાવે સહી લેતી–કેટલીકવાર દોડતી. સમાજની તે સાચી ભિખારણ હતી. સમાજ અને પ્રભુ પાસે તે તેની હૃદય ફરિયાદ કરતી હતી, ન્યાય માગતી હતી, પણ તેને ન્યાય ન મળ્યો છેવટ સુધી તે તો " **આશા ગાંડી** "જ

રહી. આપણા સમાજમાં ન્યાય માટે ભટકતી આવી કેટલી નિરાધાર ભિખારણો હશે ?

ત્હેનું લાલિત્ય—લાવણ્ય સૌંદર્ય આજ ક્રુર કાળે ચોરી લીધું છે. દેહ દુર્બળ થઇ ગયો છે. દિવસે દિવસે ક્ષીણ થતી જાય છે. તેની ભાવનાઓ મૃતપાય થઇ ગઈ છે. તેની આશાઓ વિલીન થઇ ગઇ છે. આજ તે એક ફાટેલ કપડે અર્ધનગ્ન અવસ્થામાં—છુટા ડુક્કા મેલા કેશે—જેમ તેમ રખડે છે. જે કેશ-કલાપમાં અનેરી સૌન્દર્ય કંળા ભરી હતી તે આજ માટી અને મેલથી ભર્યો છે. અંગ ઉપર મેલની ગંધ મારે છે, હાથ પગમાં ઊઝરંડા થયા છે—**આશા !**

વાંચક ! ત્હેં આ વાર્તાની શરૂઆતમાં શિયાળાની ઠંડી રાત્રીએ ખંડેર નજીક જે ભિખારણ જોઇ તેજ આ "**આશા !**"

× × × × ×

આશાને હવે સુખ નહતું જોઇતું. તે હવે મૃત્યુ પામેલાને મળવા જવાનીજ અણી ઉપર હતી, ત્હેનું જીવન છેવટની આશા તે પણ નષ્ટ થઇ; ગાંડી સ્થિતિને લઇ તે પુત્રને સાચવી શકી નહિ, અન્ય કોઇ સાચવનાર પણ ન હતું, કમળા તો તેની પુત્રીને સઘળી પુંજી આપી બેઠી તેને પરણાવી પણ ખરી; આશા પ્રત્યે તેને દયાનાં બે આંસુ પણ પાડયાં નહિ તો પછી પુત્રને તો કેમ ઉછેરે ?

ઠંડી ઋતુની અસર થઈ—એક રાત્રે હીમ પડયું; આશા કડકડતી હતી. તેનું શરીર ધ્રુજતું હતું—બાળકને ગોદમાં રાખી આશા, ભાવિ આશાને ઉષ્મા આપી રહી હતી પણ બાળક ઠરી ગયું હતું, મરી ગયું હતું. આશાને તેની ખબર નહોતી તે તો તેને લપેટી તેના ખોળામાં રાખી રહી હતી.

રહવાર થયું—બાળ રવિના રક્ત કિરણ પડયાં. આશાએ બાળક સામું જોયું, ભાલ ચંદ્ર તેનું છેવટનું ભાવિ અકાળે કરમાયું. આશાની આશા હંમેશના માટે ચાલી ગઇ. આશા રડી શકી નહિ ! મૃત પુત્રને તે ચુમી શકી નહિ ! ! હૃદયશું ચાંપી શકી નહિ ! ! ! ચક્ષુ મિંચાયાં—ધરણી પર ઢળી પડી–જીવનની છેવટની આશાની પણ ભોક્તા ન થઈ, આશા અકાળેજ કરમાઇ–મરી ગઈ, વ્હાલાને મળવા ચાલી ગઇ. આશાનો આ કરૂણ અંત !

× × × ×

સ્મશાન ભુમિમાં એક ભડભડ ચિતા બળી રહી છે–આશા અને તેની છેવટની આશા આજે પંચ–ભુતમાં વિલિન થાય છે, સ્વર્ગમાંથી વિનાયક આશાને મળવા હસ્ત લંબાવી રહ્યો છે–પશ્ચાતાપથી આંસુ વેરી રહ્યો છે.

વિધિ ! વિધિ ! !

-સંપુર્ણ.

મત્ત મયૂર.



# બાજી હારી બેઠો.

નોટોનું બંડલ જમીન પર પડયું હતું. પ્રભાતે તે ધીરેધીરે પગ નીચે દબાવ્યું. તેણે ચારે તરફ દષ્ટી ફેંકી ધીરે રહીને નીચે નમી લઈ ગજવામાં મૂકી ચાલતો થયો. સમય સંધ્યાકાળનો હતો એંક બંધ થઇ ગઇ હતી. તે દૂર દૂર ચાલ્યો જતો હતો સડકની એક બાજુ ઉભા રહી એક–દીવાના આછા પ્રકાશમાં પ્રભાતે નોટોનું બંડલ ખોલી જોયું તેમાં દસ–દસના દસ નોટ હતાં. કુલ રૂપીઆ સો હતા મોં મલકાવી તેણે નોટોને વેસ્ટકોટમાં આસ્તે રહીને સરકાવી દીધી. તે ચાલવા લાગ્યો. તેની ઝડપ અજબ હતી.

એકાએક ૧૮ નં. ના ઘરમાં તે આવીને અટકયો. આજુ-બાજુના ઘરો જેવીજ આ ઘરની બાંધણી હતી. વિશેષતા એક માત્ર હતી કે આ ઘરના દ્વાર પર એક લાલ બત્તી બળતી હતી.

દાદર ચઢી પ્રભાતે દરવાજાને ધકકો માર્યો. દરવાજો કોઇએ આવી ખોલી દીધો.

આ એક જુગારખાનું હતું. અહીં કેટલાકના મુખ પર ઉત્સાહ અને કેટલાકના મુખ પર નિરાશાની છાયા છવાયલી દેખાતી. સોયે રૂપીઆ હારી જઇ પ્રભાત એક દીર્ઘ નિશ્વાસ–નાખી બહાર આવી નીકળ્યો.

તે ચાલતો ચાલતો જે તરફથી આવ્યો હતો તેજ તરફ બેંકની સામે કે જ્યાંથી તેને નોટનું બંડલ જડયું હતું ત્યાં આવી પહોંચ્યો. તેને ઘેર જવાને પણ આ એકંજ રસ્તો હતો. પ્રભાત આ વખતે બહુજ ઉદાસ હતો. સો રૂપીઆ એકાએક હારી જવાથી તે ઘણોજ ગમગીન લાગતા હતો. પરંતુ અનીતિના રૂપીઆ અવળે માર્ગે જ ચાલ્યા ગયા! હરામનો માલ ક્યાં સુધી રહી શકે?

બેંક પાસે તે આવ્યો તે વખતે તેણે એક સ્રીને ત્યાં ઉભેલી જોઇ. તે સ્રી ચારે તરફ નજર નાખી રહી હતી. તેના ચહેરા ઉપર ઉદાસિનતા છવાયેલી હતી. તે કંઇ વસ્તુની શોધમાં હોય તેમ સહજ અનુમાન થતું હતું.

પ્રભાતે કહ્યું—"બ્હેન! તમે શું શોધી રહ્યાં છો? શું કાંઇ ખોવાયું છે?"

તે સ્રીએ કહ્યુ—"હા ભાઈ! મારો માણસ ચેક વટાવવા અહીં આવ્યો હતો તેના હાથમાંથી પૈસા પડી ગયા. તે રડતો રડતો મારી પાસે આવ્યો. હું તે નોટો શોધવા અહીં આવી છું."

પ્રભાતે ચારે તરફ નજર નાખી. ત્યાં કોઇ નહતું. તેણે કહ્યું—"કેટલાનાં નોટ હતાં?"

સ્રીએ કહ્યું—"સો રૂપીઆનાં નોટો હતાં. સર્વે જતાં રહ્યાં. કદાચ જો કોઈના હાથમાં ગયાં હશે તો પણ હવે કયાંથી મળશે. છતાં ચારે તરફ આશાને અવલંબી શોધી રહી છું."

પ્રભાતે કહ્યું—"નાહક ન ખોળો! તે મનેજ મળી ગઇ હતી."

સ્રીએ આતુરતાથી કહ્યું—આપને! નોટો ક્યાં છે? લાવ,

બાવ ભલાભાઇ! તમને ધન્યવાદ દેવા ઘટે છે! હું તમને ખુશી કરીશ. કહો કહો વારૂ તે નોટો કયાં મળી છે?"

પ્રભાતે કહ્યુ—"હવે કયાં હશે?"

સ્ત્રી—"શું કહ્યુ?"

પ્રભાન—"હવે તે નોટો મારી પાસે નથી."

સ્ત્રી—"નથી? આ શું? કયાં ગઈ?"

પ્રભાત—"હું હારી બેઠો!"

સ્ત્રી—"હેં! શું! હારી ગયા? આ શું કહો છો? કેવી રીતે હારી ગયા? કયાં હારી આવ્યા?"

પ્રભાત—"ક્ષમા કરો, મારા જીવનમાં હાર-જીત લાગી છે. હારવું-જીવવું અન્ય કાંઇ નહીં. કાલે શું થશે-તે કોઇ કહી શકે છે?"

સ્ત્રી—"આમ આ શું બોલો છો? આડી અવળી વાત જવા દો. નોટો આપી દો. નહીં તો હમણાં જ પોલીસને બોલાવું છું."

પ્રભાત—'તેથી કંઇ હાથ લાગવાની નથી, કાંઇ લાભ થવાનો નથી. જે હું કહું તે સાંભળો—"

સ્ત્રી—"કહો, શું કહેવા માગો છો-બહુ સફાઇ ન કરશો."

પ્રભાત—'સાંભળો, હું એક સારા માણસનો પુત્ર છું-એક કલાક પહેલાં હું નશામાં ચકચૂર હતો. જુગારમાં જીતવાની અનેક આશાઓ હતી, પરંતુ હારી બેઠો. બાજી ઉંધી પડી. સો-રૂપીઆ તમારા ને દસ રૂપીઆ ઉપરથી મ્હારાએ હારી બેઠો."

સ્ત્રી—"બદમાશ જુગારી—"

તે સ્ત્રી ક્રોધ, ક્ષોભ તેમજ નિરાશાથી કાંપવા લાગી. પ્રભાતનું હૃદય સહાનુભૂતિથી ભરાઈ ગયું. તેને ગદ્દગદ્દ સ્વરે કહ્યું-"જુઓ, આ વાતથી મને પણ દુઃખ થાય છે. પરંતુ હવે કાંઈ ઉપાય નથી. જો કદાચ હું જીત્યો હોત તો તમને જરૂર તેમાંથી-હીસ્સો આપત. શું કરૂં, લાચાર! આ સૌ મારા ભાગ્યનો જ દોષ છે. વીચાર કરી જુઓ, બીજા કોઇને તમરાં નોટ મળ્યાં હોત તો તમને તેની ખબર સરખી પણ ન પડત. હવે તમેજ કહો હું શું કરી શકું તેમ છું? મારી પાસે એક રાતી પાઇ સરખી પણ નથી. બીજી કોઇ સહાયની જરૂર હોય તો હું આપવાને તૈયાર છું"

તે સ્ત્રીએ દુઃખ તેમજ ક્રોધથી અધીરી બની કહ્યું-"તું મદદ કરીશ! પરંતુ તું તો જુગારી........."

પ્રભાતે કહ્યું—"જે કહેવું હોય તે કહો. હું જુગાર રમવું નથી છોડી શકતો. મને જુગારનો અજબ શોખ છે. ભાગ્ય-પરીક્ષા આનું જ નામ છે. મારી પાસે જો નગદ રકમ હોત તો હમણાંજ રમવા જાત અને જીતી લાવત."

સ્ત્રીએ કહ્યું—"એટલે શું!'

પ્રભાતે કહ્યું—"જુગારમાં કદી માણસ હારે છે કદી જીતે છે. દરેક વખતે દરેક બાજીમાં હાર નથી થતી. હમણાં હાર્યો, હમણાંજ ઘડીકવારમાં હજારો-રૂપીઆ જીતી લાવું એમ છું. આપની પાસે શું દસેક રૂપીઆએ નથી-જો આપ દસ રૂપીયા આપો તો હું એકવાર આપનાં નોટ ફરી પાછા લાવી આપું."

સ્ત્રીએ કહ્યું—" 'ખાતર ઉપર દીવેલ' સો ગુમાયા અને દસ વધુ લેવા માગો છો? શર્મ નથી આવતી?"

પ્રભાતે કહ્યું—"આપ મને દસ રૂપીઆ ઉધાર આપો. ફક્ત એકજ કલાકને માટે, તમે અહીંજ ઉભા રહેજો. હું હમણાંજ તમારા બધા રૂપીઆ જીતીને લાવું છું. આ વખતે જરૂર જીતીને આવીશ."

સ્ત્રીએ કહ્યું—"તમે પાછા મારી પાસે આવશો?"

પ્રભાતે કહ્યું—"અવશ્ય આવીશ. સારા માણસનું વચન એકજ હોય છે."

તે સ્ત્રીએ એક દસ રૂપીઆનું નોટ કાઢ્યું અને પ્રભાતના હાથમાં આપી કહ્યું-"આજ નોટ ફક્ત મારી પાસે બાકી છે."

પ્રભાત નોટ લઇને ૧૮ નં. ઘરમાં ગયો.

એક–બે–ત્રણ. પ્રભાત એક પછી એક દસ હાથ જીત્યો. ઘડીવારમાં પ્રભાત પાસે આઠસો રૂપીઆ આવ્યા. સહુ જુગારીઓ પ્રભાતની પીઠ થાબડી કહેવા લાગ્યા—"શાબાસ, પ્રભાત શાબાસ." પ્રભાત ઉઠી ઉભો થયો. જીતીને ઉઠી ઉભા થવું એ બુદ્ધિમાનનું કામ છે કોણ જાણે કદાચ પાસા પોબાર ન પડે!

તે સ્ત્રી ઉભી ઉભી રાહ જોઇ રહી હતી. પ્રભાતે આવી કહ્યું-"આ રૂપીઆ લો, જીતી લાવ્યો."

સ્ત્રી—"જીતી લાવ્યા! મારૂં તો હૃદય ધડકી રહ્યું હતું. એટલું બોલી સ્ત્રીએ હાથ લંબાવ્યો.

પ્રભાતે કહ્યું—"ના, ના, રસ્તામાં રૂપીઆ ગણવા એ ઠીક ન કહેવાય. એક બાજુએ ચાલો."

એક ઝાડ નીચે જઈ સ્ત્રીએ નોટો ગણવા માંડી; આઠસો રૂપીઆનાં નોટ હતાં. પ્રભાતે કહ્યું–"આપને મેં કષ્ટ આપ્યું તેથી મને ક્ષમા કરશો. આ સહુ રૂપીઆ આપનાજ છે–"

"સ્ત્રી—બધાયે મારા છે? આ શું?" આટલું બોલી તે સ્ત્રી પ્રભાત તરફ અનિમેષ નયને જોઇ રહી.

પ્રભાતે કહ્યું—"હા, બધા રૂપીઆ આપનાજ છે. આપના રૂપીઆથી તો આ રૂપીઆ જીતી લાવ્યો છું, રૂપીઆ આપના હતા, હું તો કેવળ કારણભૂતજ હતો. હાર્યો હોય તો આપનાજ રૂપીઆ જાત."

સ્ત્રીઃ—ધન્ય છે! આપને લાખો ધન્યવાદ ઘટે છે! આપ આટલા ભલા આદમી છો તે તો મ્હેં હમણાંજ જાણ્યું. મેં જે પહેલાં આપની સાથે અયોગ્ય વર્તણુંક ચલાવી તેને માટે માફી માગું છું, માત્ર દસ રૂપીઆમાં આઠસો રૂપીઆ જીત્યા! એ આશ્ચર્યની વાત છે!"

પ્રભાત—"હા, જુગારમાં આજ મઝા છે! ઘડીકવારમાં રાજા ફકીર થઇ જાય છે, ફકીર રાજા થાય છે! આનેજ ભાગ્ય–ચક્ર કહે છે." તે સ્ત્રીએ કહ્યું—"દસ રૂપીઆમાં આઠસો રૂપીઆ! હેં–દસ રૂપીઆમાં આઠસો–એકદમ એંશી ઘણા! વારૂ તો આ રૂપીઆ લ્યો. ફરી જાઓ અને ખેલો. જે મળશે તેમાંથી હજાર રૂપીઆ મ્હારા, બાકીના બધા તમારા સમજ્યા!"

પ્રભાતે ઉત્સાહથી કહ્યું–ફરી ખેલું? હા, લાવો. તેમાં શી ફીકર છે? ઘણીજ સારી વાત છે લાવો! પ્રભાત તે આઠસો રૂપીઆનાં નોટ લઈ ગજવામાં મૂકી ફરી પાછો–રમવાને ઉપડી ગયો. સ્ત્રી સડકની એક બાજુ દીવાના પ્રકાશમાં ઉભી રહી.

વખત કેમે કર્યો વિતતો નહીં. મીનીટે-મીનીટ યુગસમાન લાગતી. વખત વિત્યો તેમ અધિરાઇ વધતી ગઇ. હવે પ્રભાત આવતો હશે. કોણ જાણે હવે કેટલાયે હજાર મળશે? દસ રૂપીઆથી જ્યારે આઠસો મળ્યા તો આઠસોથી અસંખ્ય મળશે! આજની સંખ્યા કેવી મનોહર છે! આટલો બધો લાભ? તે સ્ત્રી વિચાર નિમગ્ન ઉભી રહી હતી.

એવામાં અચાનક એક બાળકે આવી કહ્યું-હું પ્રભાત પાસેથી આવ્યો છું. શું તમે તેનીજ રાહ જોતાં ઉભા છો?"

સ્ત્રીએ વ્યગ્રતાથી જવાબ આપ્યો-"હા. શી ખબર છે?"

બાળકે કહ્યું—"લ્યો, આ ચીટ્ઠી"

સ્ત્રીએ કાંપતા સ્વરે કહ્યું—"કયાં છે? જલ્દી લાવ!"

બાળકે "આ લ્યો" કહી ચીઠ્ઠી સ્ત્રીના હાથમાં આપી.

વ્યગ્રતા તેમજ કુતૂહલથી તે સ્ત્રીએ પરબીડીયું ઉઘાડયું અને ફાનસના આછા પ્રકાશમાં વાંચવા માંડયું. ચીઠ્ઠીમાં ફકત મોટા મોટા અક્ષરોથી—

"**બાજી હારી બેઠો**" લખ્યું હતું. ×

રામુભાઇ.

× સુચીત.

# ડોકટરનો દસ્તાવેજ.

## ( ચંદ્ર, હર, દીવાનજી. )

અમારી ટોળી હમેશ મુજબ આજે પણ સ્ટેશનના બાગ પાસે એકઠી થઇ, અને પાસેના ખુલ્લાં મેદાનમાં લીલી હરીઆળી જમીન પર બેઠા. સંધ્યાનો સમય અને પવનની ઠંડી લહેરમાં એક પછી એક વાતો શરૂ થઇ. તેટલામાં અમારા મિત્ર ડો. મુકુન્દે પોતાપર વીતેલ વીતેકની કહાણી શરૂ કરી.

"લગભગ દશેક વર્ષ પહેલાંની આ વાત છે, અને તમને બધાને તેમાં જરૂર રસ પડશે જેથી કહું છું."

તે દહાડે રાત્રે લગભગ દસેક વાગ્યાનો સમય હતો. હું છેલ્લી વિઝીટ પરથી વળી આવ્યા બાદ નીચે દવાખાનામાં સોફા પર જઇ સુઇ ગયો તેટલામાં કોઇએ આવી મારા ખભાપર હાથ મૂકયો, અને સત્તા સૂચક સ્વરે કહ્યું. "ઉભા થાઓ," હું ગભરાટમાં બેઠો થયો, ત્યારે જ મને ખ્યાલ આવ્યો કે હું ઉપરના બંગલાંમાં ન જતાં દવાખાનામાં જ સુતો છું. દીવાના ધીમા પ્રકાશમાં મારી પાસે બુકાની બાંધેલ એક વ્યક્તિને જોઇ, હજુ હું સ્હેજ જાગૃતીમાં આવ્યો ન આવ્યો કે ફરી તેણે કહ્યું. "ઉભા થાઓ," મેં ગભરાઇને તેના

તરફ જોયું તો તેણે મારા તરફ પીસ્તોલ તાકેલ, હું તરત ઉભો જ થઈ ગયો, અને ધ્રુજતે અવાજે પૂછ્યું " કેમ તમને શું જોઈએ છે.?"

મારા પ્રશ્નના ઉત્તરમાં, તેણે પોતાના મોજાંવાળા હાથની આંગળીવતી મને મારા ટેબલ પાસેની ખુરશી પર બેસવા કહ્યું. "સત્તા આગળ શાણપણ નકામું." એ વણીક કહેવત-અનુસાર મારે તેના કહ્યા મુજબ કર્યા વિના છુટકો ન હોતો. હું ટેબલ આગળ જઈ ખુરશી પર બેઠો, તેણે તે પર એક કાગળ અર્ધ ખુલ્લો મુકયો. અને કહ્યું " અહીં સહી કરો " તે કાગળમાં શું લખ્યું છે, તે જાણવાની જીજ્ઞાસા થતાં પૂછ્યું—' અંદર શું લખ્યું છે ? અને જાણ્યા વગર સહી કરવા મેં ના કહી.

"સહી કરવી પડશે" એમ સત્તા સૂચક સ્વર કહી પીસ્તોલ મારાં લમણાં પાસે ધરી. વગર બોલે મરણના ભયથી બચવાને ચુપ-ચાપ સહી કરી આપી "રતીલાલ પારેખ". તે વ્યક્તિ મારૂં નામ જાણતો હોય એમ લાગ્યું. તેણે તરત કહ્યું-"મુકુન્દ દેશાઇ, એમ. બી. બી. એસ. લખો, હું વધારે ગભરાયો અને કંઇ પણ આનાકાની વગર મેં મારી સાચી સહી કરી આપી, તેણે તે કાગળ સાચવીને પોતાના ગજવામાં મૂકયો; અને મારા તરફ પીસ્તોલ તાકેલી રાખી. પાછલે પગે બારણા બહાર આવી ચાલી ગઈ.

એ વ્યક્તિનો અવાજ મને પરિચીત લાગ્યો. પરંતુ તે કયાં સાંભળ્યો હતો, તેના વિચારમાં એટલો લીન થઇ ગયો કે, તે વ્યક્તિને પછવાડે દોડી-પકડી પાડવાનું તદ્દન ભૂલી ગયો. વિચાર માળાના મણકા તુટ્યા અને જ્યારે હું એ તંદ્રામાંથી જાગૃત થયો, ત્યારે તરત જ બહાર ગયો, પરંતુ કૃષ્ણ પક્ષની અંધારી રાત્રીએ દીવા વીના શું દેખાય ?

હું થોડીવાર મારા બંગલાના ચોગાનમાં ઉભો રહ્યો. ક્યાંયથી અવાજ સંભળાય તો તે તરફ જાઉં. દશેક મીનીટ થઇ હશે તેટલામાં દુર દુરમાં એક મોટર ચાલી જતી હોય એવો અવાજ સંભળાયો. હવે તેની પછવાડે પડવું નકામું છે. સમજી, હતાશ થઇ હું પાછો દવાખાનામાં આવ્યો. અને ટેબલ પર લમણે હાથ દઈ વિચાર કરવા લાગ્યો કે, "આવી રીતે મધ્યરાત્રીએ ઘરમાં આવી, કાગળ પર સહી લઇ જવાનો શો અર્થ હશે?" એ કાગળમાં શું લખ્યું હશે? વગેરે વિચારોએ મારાં મગજમાં તુમુલ યુદ્ધ મચાવ્યું. બારણાં બંધ કરી, બત્તી લઇ, ઉપર ગયો. દાદર ચઢતાં જ, મારા મનમાં કાંઇક વિચીત્ર જાતની લાગણી થવા લાગી. મારા ઓરડામાં દાખલ થતાં જ હું કોઈક ચીજ સાથે અથડાયો, અને પડી ગયો. તેથી દીવો પણ હોલવાઇ ગયો તરતજ બેઠો થઇ ગયો અને પાસેજ ગોખલીમાં દીવાસળી હતી તે સળગાવી. તેના અજવાળાથી જે મેં જોયું તેથી આભો જ બની ગયો. દીવાસળી બળતી બળતી છેક છેડે આવી અને હું દાઝયો, ત્યારે મને ભાન આવ્યું. ધ્રુજતે હાથે બીજી દીવાસળી સળગાવી. દીવો ચેતાવ્યો અને બરાબર જોયું તો જણાયું કે, હું જેના સાથે અથડાયો હતો તે કોઈનું સબ હતું. તેને તપાસતાં માલુમ પડયું કે પાંસળામાં ગોળી વાગવાથી તે મરી ગયો હતો.

હું એકદમ ઉભો થયો અને વિચારવા લાગ્યો. એ મરી ગએલ માણસ મારો ઓળખીતો નહોતો તો પછી તે મારા ઓરડામાં આવી શું કરતો હતો? પેલા બુકાની વાળાને અને આને કાંઈ સંબંધ હશે? છેલ્લા વિચારથી મારૂં શરીર જાણે ઠરી જતું હોય. એવું મને લાગ્યું અને હું એટલો બધો ઠંડો થઇ ગયો કે, ત્યાં જ પડેલી ખુરશી પર બેસી ગયો, અને મનમાં વિચાર આવ્યો કે પેલા બુકાની વાળા

માણુસે કાગળ ઉપર સહી કરાવી. આ ખૂન બાબતમાં એ કરાર જ મારી પાસે કરાવી નહી લીધો હોય એની શી ખબર !

આવી રીતના વિચારોની પરંપરામાંથી હું જાગ્યો અને નીચે દવાખાનામાં આવી, પોલીસને ટેલીફોનથી ખબર આપી. નોકરને ઉઠાડી ચા કરાવી મેં પીધી. તેટલામાં છુપી પોલીસવાળા મી. ઓઝા, અને તેમના મદદનીશ મી. ઠક્કર આવી પહોંચ્યા. મારી બધી વાત સાંભળ્યા પછી, મુડદું તપાસ્યું અને મી, ઓઝાએ મને તેને લગતા થોડા એક પ્રશ્નો પૂછ્યા.

"ડૉક્ટર આ મુડદું તમારા ઓરડામાં શી રીત્યે આવ્યું તે તમે કહી શકો છો ?"

"જે મોટરનો અવાજ દુરથી મેં સાંભળેલ તેમાં હરમાં કદાચ લાવવામાં આવ્યું હોવું જોઇએ.

"તમે મોટરનો અવાજ તમારા બંગલાની નજદીક આવતાં સાંભળ્યો હતો કે ?"

"હું તો વિઝીટ પર ગયો હતો, તે દરમ્યાન મોટર આવી હોય, અને મારી ગેરહાજરીમાં એ મુડદું મારા ઓરડામાં દાખલ કરી દીધું હોય.

"તમે વિઝીટ પરથી પાછા ફર્યા, તે વખતે રસ્તામાં તમને કોઇ મોટર મળી હતી કે ?"

"હું તો સામી બાજુએથી આવ્યો."

"તમે વિઝીટ પરથી આવી ઉપર બંગલામાં ન જતાં નીચે દવાખાનામાં જ ઉંઘી ગયા, અને બુકાનીવાળા માણુસે તમારા ખભા

પર હાથ મુકી ઉઠાડયા અને પીસ્તોલ તાકી સહી કરાવી ત્યારે તમે પૂરા જાગ્યા ખરૂં ને ?"

"મેં હકારમાં ડોકું ધુણાવ્યું."

"એ કાગળમાં શું લખ્યું હતું, તે વિષે તમે કંઇક પણ કહી શકો છો ?"

"બીલકુલ નહીં, પરંતુ મુડદું જોયા પછી મને એમ થયું કે કદાચ એ કાગળમાં ખૂનના એ કરાર પર મારી પાસે સહી કરાવી હોય !"

"તમારા સુવાના ઓરડાની બારીઓ તમે ઉપર આવ્યા ત્યારે બંધ હતી કે ખુલ્લી ?"

"હું કદી પણ બારીઓ વાસતો જ નથી—તે જેમની તેમ ખુલ્લી જ હતી" ત્યાર પછી મી. ઓઝાએ ઉઠો, બારીની આસપાસ પડેલાં પગલાં બહુ જ બારીકાઇથી તપાસ્યાં હતાં. બારોબાર ભીંતને લગાડેલી નીસરણી પર તેની નજર પડી. પરંતુ નીસરણી એટલી સાંકડી હતી કે, તે પરથી મુડદું ઓરડામાં ઉંચકી લાવવું એ મુશ્કેલ હતું. છેવટે મી. ઓઝાએ નક્કી કર્યું કે, માણસ ઓરડામાં દાખલ થયા પછીથી તેને ગોળીથી ઠાર કરવામાં આવ્યો છે. મી. ઓઝાને મારા પર શક હોય કે નહીં તે તો કોણ જાણે, પરંતુ થોડા દીવસ પછી મેં જ્યારે વિઝીટ પર જવા રજા માગી, ત્યારે એમણે મી. ઠક્કરને મારી સાથે જ રહેવા સુચના કરી મને એ સુચના તદ્દન અપ્રિય લાગી પરંતુ બીજો ઉપાય નહોતો ત્યાં લાચાર.

જ્યાં જ્યાં હું દરદીઓને તપાસવા જતો, ત્યાં ત્યાં મી. ઠક્કર છાપામાં મોઢું ઘાલી ગાડીમાં બેસી રહેતા.

બપોર થતાં મેં મારી વિઝીટો પૂરી કરી. અને ગઈ રાતના અનુભવના સમાચાર મારી વિવાહીત પત્નિ સુરમાને આપવાનું મન થયું. પરંતુ આગલે દહાડે સાંઝેજ અમને જરા અમારાં ભવિષ્યનાં પ્લાનો ઘડવામાં મતાંતર પડયું હતું જેથી ત્યાં જતાં મન ખચકાયું.

*　　　*　　　*　　　*

સુરમા ઘણી દેખાવડી, અને ભણેલી હતી પણ જરા હઠીલી હતી. સાધારણ રીતે હું હંમેશ એનું કહેવું કબુલ કરતો. પણ અમારો નવો બંગલો એને નદી પાર બંધાવવો હતો, જ્યારે મારો મત કેંપ બાજુ બંધાવવાનો હતો. ટપાટપી જરા લાંબી ચાલી. અને સુરમા જરા તોરમાં ને તોરમાં ચાલી ગઇ અને અમો બંને વચ્ચે સમાધાની થયા પહેલાં હું પણ એની પાસેથી ચાલી આવ્યો.

*　　　*　　　*　　　*

મારી ગાડી એના બંગલા આગળ આવી ઉભી, કે સુરમા તરતજ એના ખુશનું ભર્યાં સ્વભાવમાં બહાર આવી, અને અમારો ગઈ સાંઝનો મતાંતરવાળો બનાવ જાણે બન્યો જ નહીં હોય એમ મને લાગ્યું.

" મુકુન્દ, તમારા બંગલા તરફથી કોઈ માણસ અહીં સુધી જમીન પર કાંઇ શોધતો શોધતો ચાલતો હોય. એમ આવીને ગયો. સુરમાએ પૂછયું એ તો છૂપી પોલીસવાળા મી. ઓઝા હશે ! "

" છૂપી પોલીસ ? અને તમારા બંગલા પાસે ! સુરમાએ આશ્ચર્યતાથી પૂછયું.

" સુરમા મને રાત્રે એક વિચિત્ર અનુભવ થયો છે, કહો, બધી વાત તેણીને કહી, હું જેમ જેમ કહેતો ગયો તેમ તેમ સુરમા ગંભીર થવાને બદલે રમુજ માનવા લાગી. "

" તે કાગળમાં શું હશે ? " સુરમાએ પૂછયું.

" સહી કર્યા પછી હું ઉપર ગયો, ત્યાં મારા પગ સાથે મુડદું.................... "

" મુડદું ? સુરમા મુડદાનું નામ સાંભળી ખુરશી પર ફસડાઇ પડી.

મેં તરતજ તેને ઉપાડી અંદર કોચ પર સુવાડી. થોડીવારે તે જાગી, અને મેં વાત પૂરી કરી.

" પણ, પણ પોલીસને તમારા પર શક નથી ને ? " સુરમાએ ધ્રુજતે અવાજે પૂછયું.

" કેશનો નિર્ણય થાય ત્યાંસુધી તો ખરોજ. " મેં કહ્યું-પેલો મારો સહીવાળો કાગળ પૂરાવા તરીકે ન લાવે તો સારૂં.

મને લાગે છે કે તે તો નહીંજ લાવે.

આટલેથી વાત પતાવી હું મી. ઠક્કર સાથે ગાડીમાં બેઠો, પરંતુ સુરમા સાથે વાત કરતાં, મને પેલી બુકાનીવાળી વ્યક્તિનો અવાજ કયાંય સાંભળ્યો હોય એવો ખ્યાલ આવ્યો. અને મને તરત જણાયું કે તે અવાજ સુરમાના જોડીઆ ભાઇ સુરેશનો હતો, શું ત્યારે સુરેશ બુકાની બાંધીને આવ્યો હશે ? મને વધારે ને વધારે ખાત્રી થતી ગઇ બુકાનીવાળી વ્યક્તિની ઉંચાઇ વગેરે પણ સુરેશને મળતી આવતી હતી.

આ વિચારોની પરંપરામાં મારૂં મન અસ્થિર હતું. અમારી ગાડી દવાખાનાં પાસે આવી ઉભી. મી. ઓઝા દવાખાનામાં જ બેઠા હતા.

હું અને મી. ઠક્કર દવાખાનામાં જઈ બેઠા.

તેટલામાં ઓઝાએ કહ્યું:—"મારે તમને કેટલાક સવાલો પૂછવાના છે."

"પૂછો, ખુશીથી પૂછો, હું જરૂર જાણતો હોઇશ તેનો જવાબ આપીશ. મેં જવાબ આપ્યો."

મારા દરવાજાના બારણા તરફ આંગળી કરી ઓઝાએ પૂછ્યું–આ બારણું તમે હંમેશાં વાપરો છો?"

"હા, કોઇક વખત વાપરૂં છું. દરદીઓ તો સામેનાં બારણા માંથી જ આવે છે."

"રાત્રે તમારાથી ચોથા બંગલામાંથી તમારા બંગલામાં કોઈ આવ્યું હતું કે?"

"ના, કેમ?"

"તે બંગલાના બાજુના દરવાજામાંથી, તે તમારા દવાખાના સુધી, અને દવાખાનાથી તે દરવાજા સુધી, કોઇનાં પગલાં પડેલાં તમે જોયાં છે?"

મને સુરેશનો વિચાર આવ્યો અને મારૂં મન ધ્રુજી ઉઠયું પરંતુ હીંમતથી જવાબ આપ્યો–"ના મેં જોયાં નથી."

"હું કાંઇ મારા મગજનો તરંગ નથી કહેતો, મને શોધતાં જે જણાયું તે કહું છું–વારૂ. તમારા સુવાના ઓરડામાં ત્રીજોરી છે તેમાં કાંઇ કીમતી મતા છે?" મી. ઓઝાએ પૂછ્યું.

"હાલમાં તો કાંઇ નથી, હું જો કે અવારનવાર તેમાં પૈસા રાખું છું. પણ કયારેક કોઈવાર બેન્કમાં ભરવા જવામાં ઢીલ થઈ હોય અથવા શનિવારે મોડા રૂપીઆ બહારથી આવ્યા હોય તો, વખતે રહી જાય. તમને ત્રીજોરી જોવી હોય તો ચાલો બતાવું" મેં કહ્યું.

મી. ઓઝા બોલવા જાય છે, તેટલામાં ટેલીફોન આવ્યો, અને મારે દરદીને જોવા જવું પડયું. લગભગ કલાકેક પછી હું અને મી. ઠક્કર પાછા આવ્યા, મી. ઓઝા બંગલામાં ન દેખાયા તે પરથી અનુમાન કર્યું કે—વળી કાંઈ બાતમી હાથ આવી હશે ત્યાં ગયા હશે.

મેં જલદી જલદી ખાઇ લીધું. અને દવાખાનામાં કોચ પર આવી પડ્યો. ક્રોનીકલ લીધું અને વાંચવામાં મન પરોવાયું. પરંતુ રાત્રીથી અત્યાર સુધીના બનાવ પર વિચાર કરવામાં મારૂં મન પરોવાયું. છાપું વાચવું ન ગમ્યું. અને એના એજ વિચારો એક પછી એક મારા મનમાં આવતા ગયા.

"ત્યારે શું મી. ઓઝાને મારામાં શક છે ? એ વિચારથી જેટલો હું હતાશ થયો તે કરતાં વધારે, મારે બંગલેથી સુરમાના બંગલા સુધીનાં પગલાં, અને સુરેશનો અવાજ એ બે સવાલે મને હતાસ કરી મુઝવ્યો. વળી વિચાર આવ્યો કે, સુરેશ ખુન કરી મારા પર આળ ચડા । એ પણ સંભવિત નથી, અને એને લગતા બીજા વિચારોમાં મને નિદ્રા આવી ગઈ. ઉંઘમાં મને પેલા બુકાનીવાળાના સ્વપ્નાં આવતાં, અને જે વખતે મારા ખભાપર હાથ મૂકી બુકાનીવાળાએ ઉઠાડયો હતો, એ સ્વપ્નું મને ઉંઘમાં આવ્યું. ત્યારે હું ભયનો માર્યો જાગી ઉઠયો, અને આંખ ઉઘાડતાં જ સામે બુકાનીવાળો નહી, પણ સુરમાજ હતી.

"સુરેશ, ગઈ કાલે રાત્રે પકડાયો. તમને કંઈ ખબર છે કે, " સુરમાએ પૂછ્યું."

"શું ? મેં સામો પ્રશ્ન પૂછ્યો, અને પાસેની ખુરસી પર બેસી ગયો.

સુરમા આનો ઉત્તર આપે તે પહેલાં ટેલીફોન આવ્યો. "એલાઉ એલાઉ મી. મુકુન્દરાય છે કે ?"

"હા, હું પોતે. આપ કોણ છો ?"

"હું ઓઝા સાંભળો, મી. મુકુન્દરાય ! માણેકલાલ કરીને એક માણસે તમને પતરાંની પેટી તમારી ત્રીજોરીમાં રાખવા માટે આપી છે કે–?

"હા, કંઈ ખાનગી કાગળો આ પેટીમાં છે. એમ કહેલ."

"એલાઉ, મી. મુકુન્દરાય, તમે માણેકલાલને ઓળખો છો ?"

"હા, હું ઓળખું છું. તે ગોવીંદલાલ શેઠનો મુનીમ છે."

"વારૂ. પરંતુ હું એમ પુછું છું કે, તમારે ત્યાં તે કેટલા વખતથી આવતા હતા ?"

"લગભગ એક અઠવાડીઆથી એના પગનો ઘા ધોવરાવવા આવતો અને છેલ્લે દહાડે આવ્યો ત્યારે એક પેટી રાખવા આપી ગયો. અને તે વખતે તેણે કહેલ કે એમાં ખાનગી કાગળીઆં છે.

"એલાઉ, મી. મુકુન્દરાય, તે પતરાની પેટી કાઢી મી. ઠક્કરને આપો અને એમને ઉઘાડવાનું કહો.''

તે પ્રમાણે મેં તે પેટી મી. ઠક્કરને આપી. મી. ઠક્કરે તે ખોલી તેમાંથી કાગળીઆ નીકળ્યા. તે વચ્ચમાં એક વિટેલ મોટું પરબીડીઉં નીકળ્યું. તે પરબીડીઉં ખોલતાં તેમાંથી એક મોતીનો હાર !! મી. ઠક્કર એકદમ બોલી ઉઠયા. આ રહ્યો ગોવીંદલાલ શેઠનો રૂ. ૨૫૦૦૦) નો મોતીનો હાર. તે હાર લઈ મી. ઠક્કર એકદમ ટેલીફોન પર ગયા. મી. ઓઝા ટેલીફોન પર જ હતા.

"એલ્લાઉ મી. ઓઝા બધું મળ્યું છે. શું ત્યારે પેલો દાઉદખાન હતો કે.................?

અને થોડીવારે ટેલીફોન મુકી ઠક્કરે મને કહ્યું–"બધો પત્તો મળી ગયો છે. તમારે ત્યાંથી મળેલું મુડદું પેલા જાણીતા તીજોરી ફાડુ દાઉદખાનનું છે. આ મોતીનો હાર શેઠાણીની બાઇએ ચોર્યો, અને તે દાઉદખાનની મદદનીશ હતો. હાર ચોર્યાં પછી તે દાઉદને મળી ન શકી. તેથી માણેકલાલને કાંઈ કામના દસ્તાવેજ છે. હાલમાં તમે રાખો કહી પેટી આપી !!

"ત્યારે તે બાઇએ માણેકલાલ સાથે એ પેટી મારે ત્યાં તીજોરીમાં રાખવા મોકલાવી ?

"તમારે ત્યાં રાખવાના ખબર મળતાં તેણીએ દાઉદને કહેવરાવ્યું. દાઉદને તમારી તીજોરીમાંથી એ લઇ જવી કંઇ હીસાબમાં નહોતી. પરંતુ તેના કમનશીબે એના જોડીદારની પીસ્તોલ અચાનક ફુટી ગઇ અને દાઉદને ગોળી લાગવાથી તે મરી ગયો એનો જોડીદાર પકડાયો છે, અને એણે બધું કબુલ કર્યું છે.

મને દાઉદના જોડીદારનું નામ પુછવાની ઇચ્છા થઈ, પરંતુ

સુરમાએ સુરેશના પકડાયાની વાત, બુકાનીવાળાનો અને સુરેશનો મળતો આવતો અવાજ વગેરે યાદ આવતાં હું ચુપ રહ્યો.

મી. ઠક્કરે સાહેબજી કહી રજા માગી. અને કહ્યું ડો. મુકુન્દરાય મારૂં કામ પૂરૂં થયું. તમને તકલીફ આપી તે માટે માફ કરશો. કહી પેલી પેટી બગલમાં મારતાં નીચે ઉતરી ગયા.

હું સુરમાને, તેના મોટા ભાઇને માટે દીલાસો આપવા અંદર ગયો. તેણે પણ આસવાસન માટે મારી પાસે આવીને બેઠી. પરંતુ તેટલામાં ટેલીફોન આવતાં હું ટેલીફોન પર ગયો. પાછો આવતાં તેણી મારા રૂમમાં ન જણાઇ. હું આખા દહાડાનો થાકેલો હતો, એટલે આરામ ખુરસી પર પડ્યો. અને સુરમાના મનને દીલાસો આપી કઇ રીતે શાન્ત કરવું તેના વિચારમાં ગુંથાયો.

થોડીવારે મારી ખુરસ્સી પછવાડેથી કોઇનાં પગલાંનો અવાજ આવ્યો. હું હજુ તે તરફ પાછું વાળીને જોઉં તે પહેલાં તો મારાં લમણાંને કોઇ લોખંડનો કટકો અડકયો, અને એજ બુકાનીવાળી વ્યક્તિ મારા પાસે આવી ઉભી જોઇ હું ગભરાયો અને બુમ પાડી "એ શું કરે છે ?"

"એ ભરેલી નથી," એવો અવાજ આવ્યો.

મેં તરતજ અવાજ પારખ્યો, અને ખુરશી પરથી ઉભો થઇ ગયો. સુરમા હસતી હસતી મારે ગળે બાઝી પડી.

"સુરમા, ત્યારે શું, સુરેશનાં કપડાં પહેરી બુકાંની બાંધી તું આવી હતી કે ?

"મેં જ્યારે સુરેશને આ વાત કરી ત્યારે પેટ પકડીને ખૂબ હસ્યો." સુરમાએ કહ્યું.

"સુરેશ હમણાં ઘેર છે કે–" મેં પૂછ્યું.

"સુરેશ ગઈ કાલે રાત્રે પકડાયો હતો."

"તે શા કારણથી ?"

"તે પકડાયો હતો એટલા માટે કે–મોટરને લીમીટેડથી વધારે સ્પીડમાં હાંકવા માટે અને તેને માટે પપાને આજે દંડ ભરવો પડ્યો.

મને હાશ થયું. અને શાન્તિ વળી. દાઉદનો જોડીદાર કોઈ તેની જાતનો જ હશે. સુરેશ તો નહી જ એ હવે ખાત્રી થઈ.

સુરમાને મેં પૂછ્યું તેં આ પ્રમાણે શા માટે નાટક ભજવ્યું.

"ડૉ. સાહેબ, આ લ્યો તમારી સહીવાળો કાગળીઓ. કહી હસી પડી."

મેં ખોલીને વાંચ્યો.

"આથી સુરમા મુનશી જે પ્રમાણે કહે તે પ્રમાણે અને જ્યાં કહે ત્યાં નદી પાર બંગલો બંધાવવાને હું સુરમા મુનશીને કબુલાત આપું છું. આ દસ્તાવેજ મેં મારી રાજીખુશીથી લખ્યો છે."

લી.

ડૉ. મુકુન્દ દેશાઇ એમ. બી. બી. એસ.

મેં કહ્યું:—મને ખાત્રી હતી, સુરમા કે તું તારી હઠ નહીં જ છોડે.

હવે હઠ છોડવાનો પ્રશ્ન જ કયાં રહ્યો. તમે કાયદા પૂર્વક આ દસ્તાવેજ પર સહી કરી. મારા કહેવા પ્રમાણે બંગલો બંધાવવા કબુલ છો. કહી તે અને હું બહુ જ હસ્યાં.

ડો. મુકુન્દે વાત પૂરી કરતાં અમને બધાને કહ્યું. દોસ્તો ! હજી પણ જ્યારે અમે એ બનાવ યાદ કરીએ છીએ ત્યારે હું અને સુરમા પુષ્કળ હસીએ છીએ.

મુકુન્દની વાત પૂરી થઈ. અમો સૌ વિખરાયા અને છુટા પડ્યા.



# બલિદાન

( નવલિકા )

**ય**દ્યપિ બાલ્યકાળનાજ પ્રભાતથી **શ્યામા** પોતાના માતાપિતાના સ્નેહથી વંચીત થઇ હતી પરંતુ તેના કાકા **ચંદ્રનાથે** તેના આ અભાવને પૂર્ણપણે પૂરો કર્યો હતો. જે સમયે **ચંદ્રનાથે** આઠ માસની કોમળ કીશોરી **શ્યામાને** પોતાના અંકમાં લઇને તેના પ્રફુલ્લ ગુલાબ સમાન લલાટ ઉપર ચુંબન કર્યું, તે સમયે તેમના મધુર સ્પર્શે તેના હૃદયની પ્રસુપ્ત માતૃ-પ્રવૃત્તીને જગાડી દીધી. આ સમયે **ચંદ્રનાથને** એવો આભાસ થયો કે જાણે સાક્ષાત જગજ્જનનીએ પોતાના પારીજાત-વનનું એક સુન્દર પુષ્પ તેમની ગોદમાં આપ્યું છે—આ પ્રફુલ્લ કુસુમની મધુર સુબંધથી તેમનું હૃદય-મંદીર પરીપૂર્ણ થયું હતું. **શ્યામાએ** પોતાની મધુર બાળલીલાથી **ચંદ્રનાથને** એટલા મુગ્ધ કરી નાખ્યા કે તેમને સ્મરણ પણ ન રહ્યું કે **શ્યામા** પોતાના મોટાભાઇની સંતતી છે. **ચંદ્રનાથની** દરીદ્ર કુટીર **શ્યામાના** મધુર કોલાહલથી તથા તેના વિમળ હાસ્યથી હવે આલોકીત થવા લાગી.

**ચંદ્રનાથના** યૌવન-કાળમાં એક એવી ઘટના ઘટીત થઇ હતી જેણે તેમના હૃદયની પ્રવૃત્તીમાળાને વૈરાગ્યની અનુગામિની બનાવી દીધી હતી. તે કોઇ અસાધારણ ઘટના ન હતી, પણ જેમ સાધારણ

મનુષ્યો ઉપર તેની સાધારણ અસર થાય છે, તેમ ન થયું અને તેમના હૃદય ઉપર તેનો અસાધારણ પ્રભાવ પડયો. તે ઘટના તે તેમની પ્રાણેશ્વરીની સ્વર્ગ-યાત્રા હતી. ચંદ્રનાથ પોતાની સ્રીને અત્યંત ચાહતા હતા. પ્રથમજ જ્યારે તેમને તે અનિન્દ્ય સુન્દરીનું દર્શન થયું હતું. તેજ સમયથી તેણી તેમના હૃદય સામ્રાજ્યની અધીશ્વરી બનીને તેમના મહીમામય આસન ઉપર આરૂઢ થઇ ગઇ હતી. ચંદ્રનાથ તેને મેળવીને એટલા પ્રસન્ન થયા હતા જેટલા પ્રસન્ન મહારાજા અજ ત્રિભુવન સુન્દરી ઇન્દુમતીને મેળવીને થયા હતા. અજની સમાન તેમને પણ ભાગ્યમાં પ્રાણેશ્વરીનું સંગસુખ બહુ દિવસોને માટે લખાયેલુ નહતું. ફક્ત બે વર્ષને માટેજ તેણી તેમના હૃદયને આલોકીત કરવા આવી હતી; તે કોઇ શાપ-ભ્રષ્ટ સુર-સુન્દરી હતી જે બે વર્ષ સુધી સ્વર્ગથી દૂર રહીને ચંદ્રનાથની સાથે કેલી-લીલા કરી ગઈ. એક દિન સહસા મધુ માસના સુરણીત પ્રભાતમાં શીતલ સમીરના મધુર હીલ્લોલની સમાન તે અન્તર્હીત થઇ ગઇ-શબ અહીંજ રહી ગયું; પ્રાણ સ્વર્ગના નંદનવનમાં ચાલ્યો ગયો. ચંદ્રનાથ ને માટે તે દિનથી આ વિશ્વ અંધકારમય થઇ ગયું-તેમના હૃદયની રસરંગ-ધારા સુકાઈ ગઇ અને તેમના હૃદયનું પ્રવૃત્તિ મંડળ, વિલાસ તેમજ આનંદને તીલાંજલી દઇને, વૈરાગ્યની કુટીરમાં જઇ બેઠું. આ સમયે ચંદ્રનાથને તેમના મોટાભાઇએ બહુજ સમજાવ્યા, પણ તે બીજી વખત વિવાહ કરવાને માટે કોઇ પ્રકારે પણ તૈયાર ન થયા. જ્યારે બહુજ આગ્રહ અને અનુરોધ કરવા માંડયો ત્યારે ચંદ્રનાથે સ્પષ્ટ કહી દીધું "જો આ પ્રકારે મને બહુજ સતાવશો તો હું ગામ તેમજ ગૃહ ઉભયનો ત્યાગ કરીશ." ચંદ્રનાથની હઠીલી પ્રકૃતીથી સર્વે જ્ઞાત હતા; સહુ જાણતા હતા કે ચંદ્રનાથ હૃદયના આવેશમાં જે કરે તે

થોડું હતું. આથી ફરી કોઈ ચંદ્રનાથને વિવાહ કરવાને માટે આગ્રહ ન કરતું. ચંદ્રનાથના પ્રણય-કાનનમાં જે ભયંકર અગ્ની સંસ્કાર થઇ ગયો હતો, તેના દારૂણ તાપને તેમણે કોઇને કોઇ પ્રકારે સહન તો કરી લીધો પણ તે ભીષણ જ્વાલામાં તેમના લોચનોની આનંદમયી લાલીમા, તેમના અધર ઉપર નિરંતર નૃત્ય કરતી વિલાસમયી હાસ્ય રેખા, તથા સુન્દર શરીરની તેજોમયી અનુપમ કાંતિ સર્વ બનીને ભસ્મ થઈ ગયું આજ જે તિથિની અમારી વાર્તા શરૂ થાય છે-તે દુઃખમયી ઘટનાને ચોવીસ વર્ષ વ્યતીત થયાં પણ કોઇએ પણ આ દરમ્યાન ચંદ્રનાથને હસતાં જોયો નહતો. તે અખંડ વૈરાગ્ય-વ્રતનું પરિપાલન કરતા પોતાના ભાઇ સાથે રહેવા લાગ્યા. સંસારનું તે સર્વ કાર્ય કરતા હતા-ખેતીનું કામ કરતા હતા, ગૃહસ્થોની ચિંતા રાખતા હતા, આપવા લેવાની સર્વ વ્યવસ્થા કરતા હતા પણ તે સર્વ વાસના રહીત વૃત્તીથી કરતા હતા. વિશ્વના સમસ્ત વ્યાપાર તેમની દૃષ્ટીએ નિરસ તેમજ અસાર હતા-લૌકીક ધર્મનું પરિપાલન કરવાના હેતુથી જ તેનું સંપાદન કરતા હતા. તેમનું મન-મંદીર એક એવા મહેલની સમાન થઈ ગયું હતું જે કાળના નિરંતર પ્રવાહથી ખંડેર જેવો પડીને થઇ ગયો હોય. તેમનું પ્રવૃત્ત-ઉદ્યાન પુષ્પ-પલ્લવ-વિહીન શુષ્ક વૃક્ષોથી ઉજ્જડ એવા સ્થળની સમાન થઈ ગયું હતું. તેમાં આનંદની કોકીલ-ધ્વની સંભળાતી નહતી; રસનો ફુવારો એ ઉડતો ન હતો; તેમજ વિલાસનો સૌરભ-સુખ-સમીર વાતો નહતો કે ભાવ પુષ્પોની મસ્ત-દૃષ્ટીથી લલીત લજ્જાની ધારાયે પ્રવાહીત થતી નહતી-આ પ્રકારે ચંદ્રનાથનું રસ-શૂન્ય જીવન ધીરે ધીરે અનન્ત પથ ઉપર અનિશ્ચિત ઉદ્દેશ્યથી વ્યતીત થયું હતું.

ભયંકર પ્લેગ ફાટી નીકળ્યો તેમાં તેમના સ્નેહમય સહોદર તથા

બાબી ત્રણુ દીવસને અંતર એમ બન્ને પરમ ધામમાં પહોંચી ગયાં. તેમને પહેલાં તો કાંઇ સંતાન નહતું પણુ ભગવાને તેમની પ્રાર્થનાથી દ્રવીભૂત થઇને તેમની સતી ગોદમાં એક વિમળ રત્ન પ્રદાન કર્યું હતું. પરન્તુ ભાવી પ્રબળ છે, ફક્ત આઠજ માસ સુધી આ અમુલ્ય મણીને પોતાના હૃદય ઉપર ધારણુ કરવાને તેઓ ભાગ્યશાળી થયાં, કે યમરાજે પોતાના દૂતો દ્વારા તેમને પોતાના લોકમાં બોલાવી લીધાં, **શ્યામા** અનાથિની થઈ–માતાના શબ આગળ રમતી **શ્યામાંને** ઉઠાવીને **ચંદ્રનાથે** પોતાના હૃદયમાં સરસી ચાંપી. અનાથિની **શ્યામા** સનાથિની થઈ. આમ **ચંદ્રનાથના** હૃદયમાં એક વિચિત્ર પરિવર્તન થયું. ઉત્તપ્ત મરૂભૂમીમાં સહસા વાત્સલ્ય ધારા વહેવા લાગી; ફરી પ્રવૃત્તી વનના વૃક્ષોને કોમળ પલ્લવ આવવા લાગ્યાં ફરીથી કોકીલ આવીને કુજન કરવા લાગી. અને સૌરભથી મદમસ્ત થઇને સમીર ફુંકાવા લાગ્યો. ચોવીસ વર્ષ સુધી જે દેશ, નિર્જન, નીરવ સ્મશાન જેવો પડયો હતો, તે ધીરે ધીરે આનન્દમય ભાવોના મધુર કોલાહલથી પ્રેમમયી પ્રવૃત્તીના પ્રસન્ન પ્રકાશમાં આલોકિત થવા લાગ્યો. સ્વયં **ચંદ્રનાથ** પણ આશ્ચર્યજનક–આનંદમય પટ પરિવર્તનને જોઇને વિસ્મય–વિમુગ્ધ થઇ ગયા તેમના વિષાદ મંડીત મુખ મંડળ ઉપર ફરીથી હર્ષાનંદની રેખાઓ વિલસીત થવા લાગી અને તેમનાં રસ–હીન લોચનોમાં ફરી એક વાર આનન્દની મધુર લાલીમા આવિર્ભૂત થઈ.

આ વિચિત્ર પરિવર્તનનું કારણ શોધવાની પ્રબળ ઇચ્છા અમારાં હૃદયમાં થઇ ઉઠી છે. પ્રાયઃ નિત્ય **ચંદ્રનાથ** **શ્યામાને** પોતાના અંકમાં લઇ ખીલાવતો હતો–પણુ આજ, ભોજાઇ–**શ્યામાની** માતાના મૃત્યુ બાદ તેમણે જ્યારે **શ્યામાને** હૃદય સરસી ચાંપી, તે સમયે તેમને સહસા એમ પ્રતીત થયું કે **શ્યામાની** આંખોમાં જાણે તેમની પ્રાણેશ્વરી

હસી રહી છે. આજ સુધી તેમનું ધ્યાન આ બાજુ નહોતું ગયું આજ–ચોવીસ વર્ષ ઉપરાંત–પણ તેમના હૃદય–પટ ઉપર તેમની મૃત હૃદયેશ્વરીનું રંગ–રંજીત ચિત્ર અંકીત હતું. તેમણે જોયું, તેજ નેત્ર પલ્લવી; તેવુંજ લલિત કપોલ, તેવુંજ તેજોમય લલાટ, તેના જેવાજ કુન્તલ કેશ એમ પ્રત્યેક અંગમાં તેમની મૃત હૃદયેશ્વરીનાં દર્શન થતાં હતાં. તેમને એમ પ્રતીત થયું કે **શ્યામા** તેમની પ્રાણેશ્વરીની બાલ–પ્રતિમા છે. ચોવીસ વર્ષની સાધનાથી તેમની સાંત્વના માટે ભગવાને તેમની પ્રાણેશ્વરીનું સજીવ બાલ ચિત્ર તેમના હસ્તમાં દીધું હોય તેમ જણાતું હતું. એક દિન પત્ની બનીને જેણે તેમના યૌવન વનમાં વિહાર કર્યો હતો આજ જાણે તેજ કન્યા બનીને તેમના વાત્સલ્ય કુંજમાં પુષ્પ ચયન કરવાને માટે આવી છે. વૈરાગી **ચંદ્રનાથ** ફરીથી પ્રેમની શીતળ ધારામાં હિલ્લોલીત થવા લાગ્યા. વિશ્વ ફરી તેમની દષ્ટીમાં આનંદની રંગભૂમી જેવું પ્રતીત થવા લાગ્યું.

**શ્યામા** **ચંદ્રનાથનું** સર્વસ્વ હતી. તે તેનું લાલનપાલન કરવા લાગ્યા; તે કદી **શ્યામાને** દષ્ટી પંથેથી અળગી કરતા ન હતા–જ્યારે તે બગીચામાં જઈ રમતી, ત્યારે **ચંદ્રનાથ** પણ તેની પાસે બેસી તેની બાળ–લીલા નિહાળતા–જ્યારે **શ્યામા** કાંઇક મોટી થઇ અને ગામની સમાન વયસ્ક બાલિકાઓ જોડે રમવા લાગી ત્યારે પણ **ચંદ્ર-નાથ** દૂર બેસીને રમત જોતા–**શ્યામા** ઉપર **ચંદ્રનાથને** અત્યંત ભાવ હતો. જે **ચંદ્રનાથ** એક સમયે સમસ્ત વિશ્વને વિરક્ત ભાવથી દેખતા હતા, તે હવે તેમાં આનંદ તેમજ અનુરાગનું સજીવ સ્વરૂપ દેખવા લાગ્યા–બાલિકાએ વૈરાગીને સંસારી બનાવી દીધા—

વાત્સલ્ય વિશ્વનો આદિ રસ છે. જેને પોતાના જીવનમાં શિશુ

–ચન્દ્રનું મધુર મુખ જોઇને વાત્સલ્ય સાગરમાં તરંગીત થવાનો પુણ્ય અવસર પ્રાપ્ત નથી થતો, તેના સમાન કોઇ અભાગી નથી.

(૨)

ચૌદ વર્ષ વ્યતીત થયાં, હવે શ્યામા ચિરહાસ્યમયી બાલિકાને બદલે યુવતી થઈ. શું વર્ણન કરવું શ્યામાના લલિત સૌંદર્યનું? તે તો ભગવતીની આપેલી એક અમુલ્ય સંપત્તી હતી. પ્રસન્ન પ્રભાતના વિમળ પ્રકાશમાં વસન્ત લક્ષ્મિની જે શોભા હોય છે; આનન્દમયી ચંદ્રિકાના મધુર વિલાસમાં નિર્મળ તરંગીત માનસરોવરની જે સુન્દરતા હોય છે–યૌવનમાં શ્યામાનું કલિત કલેવર પણ તેવુંજ દેદિપ્યમાન થઇ ઉઠયું. શ્યામા એક અસાધારણ સૌન્દર્યવતી યુવતી હતી. આવું સૌન્દર્ય કોઇ વિરલજ ભાગ્યવતી રમણીના ભાગ્યમાં હોય છે. શ્યામાના શરિરનું પ્રત્યેક અંગ સૌંદર્યના મનોરમ વિલાસથી વિલસીત થતું હતું. તેની આંખોની પ્રભાથી ઉજ્જવળ રંગભૂમી પર મદની ઉલ્લાસમયી લાલીમાં નૃત્ય કરવા લાગી. તેના અધર–પલ્લવ ઉપર ગુલાબની શોભા શયન કરવા લાગી અને તેના મધુર કપોલ ઉપર અંતરના આનંદની ઝલક જણાવા લાગી. શ્યામા સ્વર્ગ સુન્દરી સમાન શોભાયમાન થઈ ઉઠી–તેના સૌન્દર્યની પ્રશંસા દૂર દૂર ફેલાઇ ગઇ.

ચંદ્રનાથ શ્યામાના આ યૌવનના આ સુન્દર વિલાસને જોઇને ચિન્તિત થઈ ગયા. ચિંતાનું કારણ યથેષ્ટ હતું. ચંદ્રનાથ દરિદ્ર પિતાના દરિદ્ર પુત્ર હતા. તેમનાં મોટા ભાઇ પાછળ એટલું પણ નહોતા મુકતા ગયા કે જેથી તેમનું ભરણુ–પોષણ પણ યથાવિધિ થઈ શકે. તેની જે થોડીય પણ જમીન હતી, તેનેય વેચીને તેમણે તેમના ભાઈની પાછળ રૂપીયા ખર્ચ્યાં. હવે માત્ર ચંદ્રનાથની પાસે દસ–બાર વીઘા જમીન

તેમજ રહેવાનું એક મકાન એટલુંજ અવશિષ્ટ રહ્યું હતું. શ્યામા હવે વિવાહને યોગ્ય થઇ ગઈ હતી–તેનો વિવાહ જો જલ્દી કરવામાં ન આવે તો પછી વિવાહને માટે વર મળવો મુશ્કેલ હતું. જેમ બજાર માંથી વધુ પૈસા ખરચો તો સારી ચીજ મળે તેમ જો અધિક રૂપીઆ આપો, તોજ સુન્દર, સુપંડીત તેમજ સમૃદ્ધ વર મળે પણ ચંદ્રનાથની પાસે તો સાધારણ વર ખરીદવા જેટલા પણ રૂપીઆ નહતા. હવે શું કરવું ? જેને આટલા સ્નેહથી પાળી, જેને પોતાનું સર્વસ્વ માન્યું, જેને જોઇને સંસારના સકળ સંતાપો હસતાં હસતાં સહ્યા, જેને મેળવીને આ મત્સરમય વિશ્વમાં સ્વર્ગનાં સુન્દર દર્શન પ્રાપ્ત કર્યાં; હાય ! શું અન્તે તે પ્રાણથી પણ અધિક ગણેલી પુત્રી સમી–કન્યાને સુંદર તેમજ યોગ્ય વરને આપવા સમર્થ નહિ થાઉં ? આ પ્રકારના દુઃખમય ભાવોએ ચંદ્રનાથના હૃદયમાં એક પ્રકારની અગ્નિ જ્વાળા ઉત્પન્ન કરી હતી. આજ સુધી ચંદ્રનાથે કદી પોતાની દરિદ્રતાના વિષયમાં વિચાર સરખો પણ કર્યો નહતો–જે મળ્યું તે ખાધું હતું, તેમજ વસ્ત્ર પણ મળતાં તેજ ધારણ કરતા–તેમણે કદી પણ તેમના હૃદયમાં નહોતો વિચાર કર્યો કે ધન સંસારમાં સર્વ શ્રેષ્ઠ વિભુતી છે. બાલ્યકાળ વિત્યો, પ્રકૃતિના હરીભરી કુંજોમાં, સખાઓની સાથે ખેલવામાં; યૌવનનું પ્રભાત વિત્યું પ્રાણેશ્વરીના પ્રેમલીલામાં, યૌવનનો શેષ ભાગ તેમજ વૃદ્ધત્વનું પ્રથમ ચરણ વિત્યું વૈરાગ્યની ઉપાસનામાં અને હવે–ચોપન વર્ષની અવસ્થાએ–તેમને આ આભાસ થયો કે સંસાર યાત્રાની સફળતાને માટે ધનોપાર્જન એક અનિવાર્ય આવશ્યકતા છે, પણ હવે સમય નથી; હૃદયમાં યૌવનનું તપ્ત રક્ત રહ્યું ન હતું; શરીરનું બલ કાલ ચક્રના નિરંતર પ્રવાહથી નષ્ટ થયું હતું. અત્યારે સમજાયું કે ધન પણ કોઈ પદાર્થ છે ! હાય ! હવે શું

કરવું ક્યાં જવું ? હવે શું અન્ત સમયમાં શ્યામા-ત્રિભુવન-સુન્દરી શ્યામા—ના આ યૌવન વનમાં અગ્નિ સંસ્કાર કરવો પડશે. ચન્દ્રનાથ ચિંતા સાગરમાં ડુબી ગયા. તેમના હૃદયમાં એક દારૂણ વ્યાકુળતા હાહાકાર કરવા લાગી !

પણ હાય ! હિન્દુની કન્યા કુંવારી કેમ રહી શકે ? ચંદ્રનાથે વરની શોધ કરવા માંડી; જે શ્યામાને એક ઘડી વાર પણ દૂર નહોતા કરતા તે હવે શ્યામાથી દિવસો અને દિવસો સુધી દૂર રહેવા લાગ્યા. કદી કદી વરની શોધમાં ઘુમતા; કદી કદી પોતાની દુઃખી સ્થિતિનો વિચાર કરતાં નદિ તટ પર બેસી રહેતા. આ સ્થિતિમાં ચાર માસ વ્યતીત થયા. શ્યામાને મેળવ્યાથી તેમના શરીર ઉપર જે કાન્તિ આવી હતી અને તેમના હૃદયમાં જે આનન્દ ધારા પ્રવાહીત થવા લાગી હતી—તે બન્ને હવે લુપ્ત થઇ ગઇ. ચન્દ્રનાથને હવે એક ચિન્તા રહી હતી કે કોઇ પણ પ્રકારે શ્યામાને માટે દર મેળવવો. વરની ખોટ નહતી; પણ તેમની કીંમત ઘણીજ હતી તે દરીદ્ર ચંદ્રનાથ તેમાંના કોઇને જામાતા બનાવવાને માટે અસમર્થ હતા. અન્તે ઘણીજ મુશ્કેલીથી એક વર મળ્યો. ઉમ્મર હતી વર્ષ ૨૬ ની એક અક્ષર પણ ભણેલો નહતો. કુળમાં ચંદ્રનાથ કરતાં ઉંચો હતો; તેની પાસે પૈસા હતા—ગૃહે કલહ—પ્રિય માતા હતી. અને તેના પિતા પોતાના દુષ્ટ—નિષ્ઠુર સ્વભાવથી પ્રસીદ્ધ હતા—આ લગ્ન તેમના પુત્રનું બીજી વારનું હતું અને કહેવાતું હતું કે પ્રથમ પુત્ર વધુને તેમણે કાંઇ ખવડાવીને મારી નાખી હતી—આવો વર તેમજ આવા માણસોના હાથમાં ચંદ્રનાથ પોતાના પ્રાણથી પણ અધીક વ્હાલી ભત્રીજીને આપવાને તૈયાર થયા હતા. આ સિવાય અન્ય ઉપાય ન હતો; શ્યામાને કુંવારી તો રાખી શકાય નહિ તેમજ ૨૦૦૦) થી ઓછું લગ્નમાં તેમની

ભત્રીજી શ્યામાને પોતાની દાસી બનાવવાને માટે કોઈ પણ કુલીન એવમ્ સમૃદ્ધ બ્રાહ્મણ કુટુંબ સમુદ્યત નહતું. તેમજ દરિદ્ર ચંદ્રનાથ પાસે અન્ય સાધન પણ નહતું. ગોવિન્દરામે પોતાના-અક્ષર-શૂન્ય, ઉદ્દણ્ડ, દુરાચારી પુત્રની સેવામાં શ્યામાને ૮૦૦) રૂપીઆ લઇને સ્વીકારી લીધી ! ઉપરથી ઘણાજ અહંકારથી કહેવા લાગ્યા "પંડીતજી ! બ્રાહ્મણ બ્રાહ્મણને સહાય નહિ કરે તો કોણ કરશે ? જાઓ, આપ ૮૦૦) રૂપીયાજ આપજો. જો હું ઇચ્છું તો મારા પુત્રને કોઇ ધનાઢ્ય કુટુંબમાં પરણાવી શકું પરંતુ દુઃખી બ્રાહ્મણને દુઃખ મૂક્ત કરવો એજ મારૂં પરમ કર્તવ્ય છે" ચંદ્રનાથે આ ઉદારતાના મહીમાને સાંભળ્યો. આજે ચંદ્રનાથનું હૃદય વિશ્વનું બીભત્સ સ્વરૂપ જોઇને મર્મ વેદનાથી વ્યથીત-વ્યાકુળ થઇ ઉઠયું, પરંતુ ચંદ્રનાથે પોતાની વ્યાકુળતા પ્રકટ ન થવા દીધી. ગોવિન્દરામના આ અસીમ-અદ્વિતીય ઉદારતાને માટે તેમને અત્યંત નમ્ર શબ્દોમાં ધન્યવાદ દઇને ચંદ્રનાથે તેના કુલીન, કિન્તુ દુરાચારી પુત્ર રત્નને શ્યામાના ભાવી પતિ તરીકે સ્વીકારી લીધો. વિવાહ પાકો થઈ ગયો; શ્યામાના ભાગ્યાકાશમાં ભયંકર વિષાદની ઘનઘોર ઘટાઓ વ્યાપ્ત થઈ ગઈ !

ચંદ્રનાથે ૮૦૦) રૂપીયા આપવા હા કહી વિવાહ તો નક્કી કર્યો પરંતુ તેમની પાસે ૮૦૦) રૂપીઆ પણ ન હતા. જમીન તેમજ ઘર વેચવાથી રૂપીઆ ૫૦૦) મળે તેમ હતા હવે શું કરવું ? ૩૦૦ બીજા કયાંથી લાવવા ? વિચાર કરવા લાગ્યા પણ ઉપાય હાથ ન લાગ્યો. અન્તે નીરાશ થઇને તેમણે ભાવિ પરીણામની ચિન્તાને ભગવાનના શ્રી ચરણોમાં અર્પણ કરી દીધી. તેમણે તેમના મનને સાંત્વન આપ્યું કે જે મારી શકિતની બહાર છે તેને હું શું કરી શકું ? પરન્તુ આ

પ્રમાણે આકુળ હૃદયને સંતોષની આપવો સ્હેલ નથી. આ આત્મ સંતોષની સહુથી ઉચ્ચ સાધના છે. ચંદ્રનાથ આ સાધનામાં સફળ ન થયા.

ચંદ્રનાથના મનમાં કપટ કરવાનો વિચાર ઉત્પન્ન થયો. તેમણે મનમાં ને મનમાં વિચાર કર્યો કે લગ્નની વિધિ કરી રહ્યા પછી તો શ્યામાનો સ્વીકાર તેમને કરવો પડશે. પહેલાં જે પ્રમાણે પૈસા આપવા હશે તે પ્રમાણે તો આપીશ–પછી કહીશ કે મારી પાસે હવે કાંઇ નથી. બહુ થશે તો ગોવિન્દરામના પગમાં મારૂં મસ્તક નમાવીશ આખરે બ્રાહ્મણ છે એટલે માની તો જશે. પણ હા! ન માને તો શો ઉપાય? હે! પ્રભુ! મેં મારૂં બનતું સહુ કર્યું બસ હવે લાચાર છું. આજે આખી જીંદગીમાં કપટની રેખા સરખી પણ આજેજ ઉપસ્થીત થઈ છે; પરન્તુ આવેશમાં ચંદ્રનાથે વિચાર્યું નહિ કે 'પાપનું પરિણામ મંગળમય કદી હોતુંજ નથી.'

આકુળ નિરાશા, અનેક પાપ કૃત્યોની જનની–માતા છે. અનેક સંભ્રાન્ત સજ્જન તેના વિષમય પ્રભાવથી પવિત થઇ ચૂકયા છે. પ્રીય વાંચક! ઇતિહાસના પૃષ્ટો ઉપર તેનું બિભત્સ ચિત્ર જોઇને હૃદય તો કંપી ઉઠે છે.

## (૩)

ગોવિન્દરામઃ—"કપટ! આવું ભયંકર કપટ! ચંદ્રનાથજી! હું તો ધારતો હતો કે આપ એક ભલા માણસ છો પરંતુ આપ તો એક ભયંકર નીચ નીકળ્યા."

ઉપર લખેલા શબ્દો બોલતા બોલતા પંડીત ગોવિન્દરામ ક્રોધથી કંપવા લાગ્યા પહેલાં તો ચંદ્રનાથે ઠીક ઠીક રૂપીયા આપવા માંડ્યા પણ જ્યારે રાત્રીના નીરવ મુહૂર્તમાં અગ્ની દેવની સમક્ષ શ્યામા તેમજ

ગોવિન્દરામને પુત્ર કૃષ્ણરામ વિવાહબંધનથી બંધાઇ ગયાં ત્યારે ચંદ્રનાથે પોતાનો અસલી અભીપ્રાય પ્રકટ કર્યો, ૮૦૦) રૂપીયા આપવાનું કહ્યું હતું પણ તે પ્રમાણે આપ્યા નહિ એટલે ગોવિન્દરામ ક્રોધાયમાન થયા, તેમજ અન્યજનો જે ત્યાં હતા તે પણ ચંદ્રનાથ ઉપર વ્યંગ તેમજ કટાક્ષના બાણ છોડવા લાગ્યા પણ ચંદ્રનાથ ઉપર કાંઇ અસર થઇ નહિ ગમે તેમ હો પણ અગ્ની દેવની સમક્ષ તે શ્યામાનુ કન્યાદાન થઈ ચૂકયા હતા. તે જાણતા હતા કે ગોવિન્દરામ પ્રસન્ન હો વા અપ્રસન્ન હો પણ વિવાહ બંધનને તે વિચ્છન્ન કરી શકે તેમ નથી. આથી ચંદ્રનાથ નિર્વિકાર ભાવથી ગોવિન્દરામના શબ્દો સાંભળી રહ્યા બે ત્રણ ક્ષણ સુધી તે કાંઇ ન બોલ્યા; અને બોલે પણ શી રીતે, તેમાં કાંઇ જુઠું ન હતું. ચંદ્રનાથે કપટજાળ પાથરી તો હતીજ, પછી ભલે તે કપટને તેમણે અન્તિમ અવલંબન માનીનેજ કર્યું હોય ચંદ્રનાથ ક્રોધી પ્રકૃતીના મનુષ્ય હતા વળી અશિક્ષિત હતા પણ આ સમયે ચંદ્રનાથે એવો ક્રોધ કર્યો નહિ; તેનું કારણ એ હતું કે, તે જાણતા હતા કે તેમના ક્રોધના પરીણામને અધિક ભાગ તેમની અત્યંત પ્રીય-પુત્રી સમી ભત્રીજી શ્યામાને ભોગવવો પડશે. આથી તેમણે હાથ જોડીને અત્યંત નમ્ર શબ્દોમાં શાન્ત ભાવથી કહ્યું–" મહારાજ ! આપ જે કંઇ કહો છો તે સર્વ સત્ય છે પરંતુ હું શું કરૂં? હવે મારી પાસે કાંઇ પણ નથી. ઘરે તેમજ જમીન વેચીને જેટલા રૂપીયા તેં એકઠા કર્યા હતા, તે સર્વ આપને અર્પણ કરી દીધા. હવે મારી પાસે કાંઇ પણ અવશિષ્ટ રહ્યું નથી. હું તો તેને ગોમાંસ તુલ્ય માનું છું. વિશ્વાસ રાખો ગોવિન્દરામ, કે જો મારી પાસે બીજા રૂપીયા હોત વા હું તેનો કાંઇ પણ પ્રબંધ કરી શકયો હોત, તો હું આ પ્રકારે આટલા માણસોની વચમાં આમ નીચ ન બનત "

પરન્તુ સ્વાર્થી મનુષ્ય પોતાનીજ દષ્ટીથી વિશ્વને જુએ છે, એટલે તે સર્વને સ્વાર્થીજ માને છે. આ સાંભળીને ગોવિન્દરામની મુખમુદ્રા તો વધારે ક્રોધાયમાન થઇ ગઈ અને તેમણે ચંદ્રનાથને કર્કશ સ્વરમાં કહ્યું-" આ વાત તો તમે પહેલાં પણ કરી શકો તેમ હતા, તે સમયે તમે ૮૦૦) રૂપીયા આપવાનો સ્વીકાર કર્યો હતો. જો તમને ખબર હતી કે ૮૦૦) રૂપીયા તમે આપી શકો તેમ નથી તો મ્હને પ્રથમથીજ ના કેમ ના કહી-અને મને કપટ કરી ફસાવ્યો તમે બ્રાહ્મણ નથી નીચ છો; ચમાર પણ તમારાથી......"

ચંદ્રનાથ આવા શબ્દો સાંભળવા છતાં પણ સ્થિર શાન્ત ઉભા રહ્યા. તેમના હૃદયમાં રોષ તેમજ વેદના ઉત્પન્ન થઇ ન હતી તેમ ન હતું, પણ શ્યામાના ભાવિ જીવન ઉપર વિચાર કરીનેજ તે ચૂપ રહ્યા હતા, તેમણે ઘણીજ કઠીનતાથી પોતાની ક્રોધ-પ્રવૃત્તી રોકી. અન્ય ઉપાય પણ ન હતો.

ચંદ્રનાથે નમ્ર સ્વરે ગોવિંદરામને કહ્યું કે " મેં કપટ કર્યું એમાં રતિભર સંદેહ નથી, આ અપરાધ મારાથી થયો છે તે હું સ્વીકારૂં છું. પણ ખરૂં કહેજો પંડીત ગોવિન્દરામજી ! જો મ્હારી સાચી હાલત મેં બતાવી દીધી હોત તો શું આપ આપના પુત્રના લગ્ન મારી ભત્રીજી જોડે કદી કરત ? ભત્રીજીનો વિવાહ તો કરવોજ હતો-બહુ ઠેકાણે ફાંફાં માર્યાં પરંતુ સર્વે ઠેકાણેથી નિરાશાજ મળતી, જ્યારે જોયું કે કોઇ દયા કરતું નથી, ત્યારે ન છુટકે મેં આવું કુકર્મ કર્યું, હું વૃદ્ધ થયો છું, પણ હજુ સુધી મેં કદી આવું કર્મ કરેલું નથી. પણ શું કરૂં. જ્યારે કાંઈપણ રસ્તો ન સુઝયો ત્યારે આવું પાપી કર્મ મેં કરેલું છે. ખેર જે થયું તે ખરૂં, હવે ક્ષમા કરો. મ્હારી લાજ આપના હાથમાં

છે. આપ એમ સમજજો કે બાકીના રૂપીઆ દાન દીધા હતા–ક્રોધ ન કરશો મ્હારી સ્થિતિ સામું જરાક નજર કરશો."

ચંદ્રનાથની આ આધિનતાએ ગોવિન્દરામની ક્રોધ જ્વાલામાં શીતળ ધરાનું કામ ન કર્યું, પરંતુ અગ્નીમાં ધૃત આહુતિનું કામ કર્યું. તે ગાજીને બોલી ઉઠયા–"ક્ષમા! ક્ષમા કેવી? લગ્ન વિધી તો થઇ ગઇ પરંતુ તમારી ભત્રીજીને મ્હારા ગૃહમાં નહી પેસવા દઉં ભલે પડી રહે જન્મભર તમારીજ પાસે. હું મારા પુત્રનાં ધારૂં તો એક (સાથે) દસ વિવાહ કરી શકું તેમ છું. રાખી લો આપની આ સર્વ રકમ! હમે સૌ જઇએ છીએ; તમારા જેવા વિશ્વાસઘાતીનું મુખ જોવું તે પણ એક પાપ છે."

આમ કહીને સર્વ જવાને તૈયાર થયા. ગોવિન્દરામે પોતાના પુત્ર ભણી જોઇને કહ્યું–"ઉઠરે ચાલ! પંદરજ દિવસમાં તારો વિવાહ જો અન્ય ઠેકાણે ન કરૂં તો હું બ્રાહ્મણ પુત્ર નહિ."

ચંદ્રનાથના ધૈર્યની સીમા તુટી ગઇ–તેમણે જોયું કે ગોવિન્દરામ આધિનતાને વશ થાય તેવા નથી જ–આતો દેવતાઓને પસંદ કરવાનો રસ્તો છે. પણ ગોવિન્દરામ જેવા નિશાચર સાથે તો તેમને યોગ્યજ વર્તવું જોઇએ. ચંદ્રનાથ ક્રોધી હતા; વીર હતા; આટલી વાર સુધી તે સહન કરી રહ્યા હતા તે ફકત શ્યામાને લીધેજ–પણ હવે તો જોયું કે આતો ઉલટો સર્વ નાશ થવા બેઠો છે–હવે શાન્ત તથા આધીન રહેવાથી કામ પતે. તેમનું વૃદ્ધ–જર્જર શરીર તે સમયે વીર–તેજથી વિલસીત થયું હતું. તેમણે તીવ્ર સ્વરે કહ્યું–"જોઉં! કોણ એવો બહાદુર છે જે અહીંથી જવાની હીંમત ધરાવે છે? સાવધાન!" જે ઉઠવા જતા હતા તે સર્વ નીસ્તબ્ધ થઈ ગયા "ગોવિન્દરામજી! જરા

સાંભળો, જો આપ મ્હારી ભત્રીજીને તમારે ગૃહે નહી રાખો અને આપના પુત્રનો બીજો વિવાહ કરવાનો પ્રયત્ન કરશો, તો હું આપનું ખૂન કરીશ. ત્યારબાદ મારી ભત્રીજીને પણ મારીને હું પણ મરી જઇશ–પણ આપ મારી ભત્રીજીનો ત્યાગ કરશો અને જીવતા રહેશો તે તો તદ્દન અસંભવીત છે."

સર્વ શાન્ત હતું–વૃદ્ધ ચંદ્રનાથની વીર–મુદ્રા જોઇને સહુના હોશ કોશ ઉડી ગયા. હજુ સુધી ગોવિન્દરામ ઘણાજ અહંકારથી ગર્જી રહ્યા હતા, તેમનો સર્વ ક્રોધ જતો રહ્યો–પીપળાના પાનની સમાન તે કાંપવા લાગ્યા. લોકોએ બંન્નેને સમજાવ્યા. ગોવિન્દરામે ત્યાર પછી પૈસાની વાત ન કહાડી; પુરોહિતે કહ્યું કે સાયંકાલે ૭ વાગે વિદાય-ગીરીનું મંગળ મુહુર્ત છે.

'શઠે શાઠય સમાચરેત'નો પ્રયોગ કદી કદી મોટા ધાર્મિક મહા-ત્માઓને પણ કરવો પડે છે.

× × × ×

સૂર્ય નારાયણ અસ્તાચળ પ્રતિ ગમન કરી રહ્યા હતા. ચંદ્ર-નાથની કુટીરમાં તેના પ્રેમની એક માત્ર પાત્ર શ્યામાને વિદાય કરવાની તૈયારીઓ થવા લાગી. ચંદ્રનાથનું હૃદય તે સમયે અત્યંત વિક્ષુબ્ધ થઈ રહ્યું હતું–સંધ્યાના ક્રમશઃ ધાઢતર થતા અંધકારની છાયા સમાન તેમના મન મંદીરમાં ભદ્ર વિષાદની ત્તિમિર રાશી પરિ-વ્યાપ્ત થવા લાગી. તેમના મનમાં એવો ભાવ ઉત્પન્ન થયો કે જાણે આજ તેમની પાસેથી સદાને માટે શાન્તિ વિદાય થઈ રહી છે. જે શ્યામાને તેમણે અત્યંત પ્રેમ પૂર્વક ઉછેરી અને જેને લીધે આ વિશ્વની ચિન્તા તેમજ વિપત્તીઓને તેમણે પુષ્પના ઢગ સમાન સમજી;

જે પ્રસન્ન શોભામયી કોમળ કીશોરીને તેમણે પોતાની ચોવીસ વર્ષની સાધનાના સુમધુર ફળ સ્વરૂપ પ્રાપ્ત કરી હતી, જે મહીમામયી મણીની ઉપલબ્ધીથી તેમણે પોતાની વૈરાગ્ય-કુટીરને ત્યાગી હતી અને ફરીથી અનુરાગ-મંદીરમાં જે પ્રવિષ્ટ થયા હતા, જે પુણ્યમયી ભત્રીજીના વિમળ મુખમંડળમાં તેમણે પોતાની મૃત પ્રાણેશ્વરીનાં મધુર દર્શન પ્રાપ્ત કર્યાં હતાં-હાય ! આજ તે હૃદયની અલોક માળા તેમની કુટીર તેમજ હૃદયમાં અંધકાર કરીને જઇ રહી છે ! ત્યારે કેમ તેમના મુખમંડળ ઉપર ઘોર વિષાદની છાયા વ્યાપ્ત ન થાય ?

પાલખીને દ્વાર ઉપર રાખવામાં આવી છે. પણ ચંદ્રનાથે શ્યામાને હૃદય-સરસી ચાંપી છે તે તેને છોડી શકતા નથી. બન્ને અત્યંત રૂદન કરી રહ્યાં છે-વૃદ્ધ તેમજ યુવતી ઉભયનાં લોચનોમાંથી શ્રાવણની વર્ષા સમાન ધારાવાહી અશ્રુધારા વિગલીત થઇ રહી છે. કેવું કરૂણ દૃશ્ય ? વિયોગાન્ત અભિનયનું કેવું દુઃખમય દૃશ્ય છે !

અન્તે સહુના સમજાવ્યાથી ચંદ્રનાથ શાન્ત થયા, પણ તેમનું હૃદય તો શ્યામાનેજ ઝંખતું હતું. રહી રહીને તેમની કલ્પના સૃષ્ટિમાં અમંગળ ભાવનાઓ ઉત્પન્ન થતી હતી. ચંદ્રનાથ એ સમયે પોતાની જ દૃષ્ટિમાં ઘોર પાપી પ્રતીત થઇ રહ્યા હતા-વારે વારે વિચારો આવતા કે એવી પુષ્પ જેવી સુકુમાર, ચદ્રમાં જેવી સુન્દર, અમૃત જેવી મધુર, કરૂણા મૂર્તિ, પવિત્ર તેમજ પ્રાણથી પણ અધિક પ્યારી શ્યામાને તેવાના હાથમાં આપીએ એક અક્ષમ્ય અપરાધ કર્યો છે પણ ભાવી અટલ છે-હૃદય વજ્ર જેવું કઠણ કરીને તેમણે શ્યામાને આશીર્વાદ આપ્યો-"પુત્રી ! ચિર સૌભાગ્યવતી હો !" ઇચ્છા છતાં પણ અધિક શબ્દો મુખમાંથી ન નીકળી શકયાઃ શ્યામા પણ પ્રણામ કરી વિદાય થઇ.

શ્યામા ગઇ—સદાને માટે ચાલી ગઇ. થોડે દુર સુધી ચંદ્રનાથ પાછળ પાછળ ગયા! જ્યારે તે કુટીરમાં પાછા ફર્યા ત્યારે તેમને લાગ્યું કે કુટીરમાં ઘોર અંધકાર વ્યાપ્ત થયેલો છે તેમણે દીપક ન પ્રકટાવ્યો—તેમના હૃદયમાં તેથી પણ અધિક ઘોર અંધકાર વ્યાપ્ત હતો.

આકુલ પ્રવૃત્તિની કવિતાનો છન્દ, વિલાપ તેમજ રસ આંસુ હોય છે.

(૪)

શ્યામાનો વિયોગ થયે બે માસ થયા. જમીન તેમજ ગૃહ ઉપર ચંદ્રનાથનો કાંઇ અધિકાર ન હતો, ચંદ્રનાથ નદિ તટ ઉપર એક કુટીર બનાવીને રહેવા લાગ્યા હતા તેમનું વર્તમાન જીવન અત્યન્ત નીરસ તેમજ લક્ષ્યહીન હતું. દિન તેમજ રાત્રિ તે પોતાની કુટીરમાં કે સામે બહાર પડી રહેતા. તે કોઇની સાથે બોલતા નહિ કે ન તો કોઇની પાસે જતા. કલિકાલમાં પણ ગામના લોકોમાં સહાનુભૂતિ રાખવાનો સ્વભાવ વિનષ્ટ નથી થયો. તેથીજ ગામની અન્તિમ સીમા ઉપર રહેનારા ચંદ્રનાથના ભોજનને માટે તે લોકો ચિન્તા રાખતા હતા; રોજ કોઇને કોઇ માણુસ તરફથી તેમને માટે ભોજનનો બંદોબસ્ત થઇ જતો હતો. વળી ગામના લોક અવશ્ય ધ્યાનમાં રાખતા હતા કે ચંદ્રનાથ બ્રાહ્મણ છે, તેથી તેમને અનુસારજ ભોજનની વ્યવસ્થા કરવામાં આવતી હતી. પણ ચંદ્રનાથના હૃદયનું અમૃત સૂકાઇ ગયું હતું—તેમની દશા તો અત્યન્ત કરૂણાજનક હતી—આ સમયે તે સન્યાસી—જીવન વ્યતીત કરતા હતા, તેનું કારણ અમૃમયી શાન્તિ અથવા આનન્દમય સંતોષ ન હતું તે સન્યાસના આવરણ નીચે એક

ભયંકર વેદના હાહાકાર કરી હતી–ચંદ્રનાથ તે વેદનામાં બળતા હતા. તેમના હૃદયમાં આ અમંગળમયી ભાવના બદ્ધ ભૂત થઇ ગઈ હતી કે શ્યામાના દર્શન પણ હવે તેમને નહિ થાય; શ્યામા તેમના આદરની વસ્તુ હતી; પ્રેમની પુતળી હતી; આનન્દની ધારા હતી; તેમનું સર્વસ્વ હતી–તેથી તેમના હૃદયનું સમસ્ત ભાવ–મંડળ આ અમંગળ વિચારથી તુમુલ વિલાપમાં સલિપ્ત થઇ રહ્યું હતું.

શ્યામા તેમના જીવનની સંજીવની શક્તિએ ચાલી ગઈ ગંભીર નિરાશાથી વ્યથીત થઈ તે કલાકો સુધી સામે પથરાયેલા અસીમ પંથને નિહાળી રહેતા હતા; રાત–દિવસ નદિના તટ ઉપર પાણીના વહેવાનો ખળભળ ધ્વની સાંભળતા બેસી રહેતા હતા, પણ શાંતિ તેમજ આશા ઉભયમાંથી કાંઈ તેમને મળતું ન હતું.

એક દિવસે ચંદ્રનાથ પોતાની કુટીર પાસે બેઠા હતા. શીતલ સમીરની મંદમંદ લહરીઓ આવતી હતી, પરંતુ ચંદ્રનાથના હૃદયને પ્રકૃતિનું આ શાન્ત ઉજ્જવળ સ્વરૂપ કાંઇ પણ શાન્તિ આપી શકે તેમ ન હતું. આ સમયે એક મનુષ્યના તેમની કુટીર પ્રતિ આગમન કરવો દશ્યમાન થયો ચંદ્રનાથ ઉદાસીન ભાવે તે મનુષ્યના પ્રતિ જોવા લાગ્યા–પણ જેમ જેમ તે મનુષ્ય તેમની કુટીર સમીપ આવતો હતો તેમ તેમ તેમના હૃદયની કુતહલતા વૃદ્ધીજ પામતી ગઈ અંતે તે મનુષ્ય કુટીરની સમીપ આવી પહોંચ્યો–આવતાંજ તે વ્યકિત પ્રશ્ન કર્યો–"ભાઇ! શું આપનુંજ નામ પંડીત ચંદ્રનાથ ત્રીવેદી છે?"

ચંદ્રનાથે શૂન્ય દષ્ટીથી તેની તરફ જોઈને કહ્યું—"હા! મ્હારૂંજ નામ ચંદ્રનાથ છે. તમે કયાંથી આવો છો? હું તો આપને ઓળખતો નથી."

આગન્તુક વ્યક્તિએ કહ્યું આપે મ્હને આજથી પૂર્વે કદી નહિ જોયો હોય તેથી આપ મ્હને ક્યાંથી ઓળખો હું રૂદ્રપુરથી આવું છું,

ચંદ્રનાથ—"રૂદ્રપુરથી ! કેમ, તમને કોણે મોકલ્યા છે? શું પંડીત ગોવીન્દરામજીએ તો તમને નથી મોકલ્યા ? ના ભાઇ ? મ્હારી પાસે રૂપીઆ નથી......"

તે માણસે જોયું કે ચંદ્રનાથના મુખ ઉપર ઉન્માદનાં લક્ષણો દેખાય છે-તેથી તે માણસે શાન્તિ તેમજ સાંત્વના યુક્ત સ્વરે કહ્યું 'નહી, મને ગોવિન્દરામે નથી મોકલ્યો. મને તો આપની ભત્રીજી શ્યામાએ મોકલ્યો છે."

ચંદ્રનાથ-"શ્યામાએ મોકલ્યા છે ! શું શ્યામાએ ! શ્યામાને તમે ક્યાંથી ઓળખો ? શું આપ ગોવિન્દરામના કાંઇ સગા સંબંધી છો?"

આગન્તુક-"નહિ, મને સ્વયં શ્યામાએ નથી મોકલ્યો બલ્કે અન્યની મારફતે મોકલાવ્યો છે. મારી સ્ત્રી તેમજ શ્યામા વચ્ચે પરમ મૈત્રી છે. શ્યામાએ મ્હારી સ્ત્રીને કહ્યું કે કોઇ પણ પ્રકારે તેની દશા હાલ આપને પહોંચાડે મારી સ્ત્રીએ મને કહ્યું-અને હું તે સહુ વાતો આપને કહેવાને માટે અત્રે આવ્યો છું."

ચંદ્રનાથનું હૃદય કંપવા લાગ્યું.-તેમના અમંગળ વિચાર આ સમયે વધારે પ્રબળ રૂપમાં તાણ્ડવ નૃત્ય કરવા લાગ્યા-તેમણે ઉત્તેજીત સ્વરે કહ્યું-"આહ ! જલ્દી કહો શ્યામાની શી દશા છે ? મારૂં હૃદય ફાટી જાય છે."

આગન્તુક—"આપ શાન્ત થઇને સાંભળો હું સર્વ કહું છું પણ જો અધીર વા વ્યાકુળ થશો તો નહિ કહું."

ચંદ્રનાથે ઘણીજ આકુળ દૃષ્ટીથી તે મનુષ્યની પ્રતિ જોઇને કહ્યું–“નહિ ! નહિ ! હું શાન્ત છું. આપ કહો. જલ્દી કરો. શ્યામા–શ્યામા મ્હારા પ્રાણથી પણ મને અધીક છે, તેની શી દશા છે, તે જાણવાને માટે હું વ્યાકુળ થાઉં તે શું અચરજ પામવા જેવું છે?”

આગન્તુક—વારૂ, સાંભળો. જે દિવસથી શ્યામાએ શ્વસુર ગૃહમાં પગ મૂકયો ત્યારથીજ તેના ઉપર સર્વ અત્યાચાર ગુજરે છે. દિનમાં એક વખત ભોજન આપવામાં આવે છે; તે પણ એવું ખરાબ કે ન પૂછો વાત. પહેરવા એક ફાટેલો સાલ્લો છે. વાત વાતમાં મારે છે–ક્ષણ ક્ષણમાં તેને ગાળો તેમજ કુવાકયો કહે છે. દાસીની પેઠે તેની પાસેથી ગૃહનું કામ લેવામાં આવે છે. ગૃહથી કુવો અર્ધોએક માઇલ દુર છે. ત્યાંથી પાણી લાવવું પડે છે. શું કહું ચંદ્રનાથજી ! તે તો સુકાઇ જઇને સોટી જેવી થઇ ગઇ છે; કદી કદી તો તેને તાવ પણ આવે છે પણ તાવમાં પણ તેની પાસેથી કામ લેવામાં આવે છે. કદી કદી તે રૂવે છે, તો તેને સાસુ અને શ્વસુર ગાળો દઇને કહે છે કે “હવે રૂવે છે શાને ? જ્યારે તારા કાકાએ હમારી સાથે દગો કર્યો ત્યારે કેમ ન રડી. તું તારા કાકા પાસેથી કાંતો ૩૦૦) બાકીના રૂપીઆ મંગાવી દે, નહિ તો તારા પ્રાણ લઇનેજ તને છોડીશું.” ચંદ્રનાથજી ! તે નિશાચરો છે–તેઓ યદિ શ્યામાને મારી નાખે તો પણ કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. શ્યામા તો કોઈ પ્રકારે પણ આ સમાચાર આપને પહોંચાડવા ઇચ્છતી ન હતી–તે જાણતી હતી કે આપને સાંભળીને અત્યંત દુઃખ થશે; પણ મ્હારી સ્ત્રીએ તેને ખૂબ સમજાવી ત્યારેજ તેણે ખૂશીથી સમાચાર પહોંચાડવાની હા પાડી, માટે જો આપ કાંઈ

પગલાં લેવા ઇચ્છતા હોતો લો, નહિ તો શ્યામાનું જીવન બહુજ શીઘ્ર સમાપ્ત થઇ જશે."

ચંદ્રનાથ આ માણસનો સર્વ વૃત્તાંત શાંતિથી સાંભળી રહ્યા. પછીથી અત્યંત ક્રોધાયમાન જણાયા-તેમણે તીવ્ર સ્વરમાં કહ્યું-"ઠીક છે. તે લોકો અવશ્ય દુષ્ટ-ખૂની છે. ૩૦૦) રૂપીયાને માટે તે અવશ્ય મ્હારી ભત્રીજી શ્યામાની હત્યા કરશે. નહિ, એમ કદી નહિ થવા દઉં. હું કોઈ પણ પ્રકારે ૩૦૦) લાવીને તેમને આપી દઈશ. ભાઈ! આપે સમાચાર આપ્યા એ મ્હારા ઉપર મહેરબાની કરી છે. આપ શ્યામાને કહી દેજો કે ત્હારા અધમ કાકા તારે માટે સર્વ કાંઇ કરી શકે તેમ છે હાય! સમાચાર બહુ મોડા મળ્યા. હા, વળી એમ પણ કહેજો કે રૂપીયા નહિ મળે તો પણ આવીશ. અને તે નિશાચરોના હાથમાંથી ઉગારીશ. શ્યામાને કહેજો કે થોડાજ વખતમાં હું ત્યહાં આવીશ."

આટલું કહીને ચંદ્રનાથે તીવ્ર વેગે સામેના પંથે ચાલવા માંડયું. લાઠી તેમના ખભા ઉપર રાખી હતી; ક્રોધ તેમજ ક્ષોભ ઉભય તેમના હૃદયમાં હતા; અગ્નીમય વિચારોનું તુમુલ યુદ્ધ તેમના મસ્તિષ્કમાં થઈ રહ્યું હતું અને તે સામેના રસ્તે ઘણીજ ઝડપથી ચાલ્યા જતા હતા. કોણ કહી શકે કે વૃદ્ધ ચંદ્રનાથ આટલી ઝડપથી ચાલી શકે? વાસ્તવીક રીતે હતું પણ તેમજ તેમના હૃદયનો રોષ તેમજ વિષાદ તેમને ઘસડીને લઈ જતો હતો.

નિરાશાનું બિભત્સ સ્વરૂપ જ્યારે અત્યંત અગ્નિમય થઈ જાય છે ત્યારે માનવ-હૃદય શિવ કે શેતાનનો ભેદ સમજવામાં અશક્ત સિદ્ધ થાય છે.

## ( ૫ )

ચંદ્રનાથ ઉન્મત્તની માફક સીધેને સીધે રસ્તે ચાલ્યા જતા હતા. તેમના શરીરમાં કોણ જાણે કયાંથી, એવી સ્ફૂર્તી ઉત્પન્ન થઇ કે ચાલતાં ચાલતાં તે થાકતા પણ નથી—આખો દિવસ મૂસાફરીમાંજ પૂરો થતો અને રાત્રિના પણ બે ત્રણ કલાક ચાલવામાં જતા. શેષ રાત્રિ કોઇ સ્થાને પડી રહેતા—પણ આ સમયે પણ તેમને શાન્તિમયી નિદ્રાનો મધુર સહયોગ પ્રાપ્ત થયો ન હતો તેમના અગ્નિમય વિચાર સંતપ્ત સ્વપ્નોનું સ્વરૂપ ધારણ કરીને તેમના મસ્તિષ્કને નિરંતર અગ્નિ-કુંડ બનાવી રાખતા હતા. ભોજન કયાં! રસ્તામાં ઝાડનાં પાનાં ખાઇને તે ક્ષુધા નિવારણ કરતાં હતાં. રસ્તામાં આવતી નદીઓનું શીતલ જલ પીને તૃષાને શાન્ત કરતા હતાં. તેમને વારે—વારે વિચાર શ્યામાનાજ આવતા શ્યામાનું જીવન સંકટમાં છે; ૩૦૦) રૂપીયા મળવાથી તે સંકટમાંથી ઉગારી જીવન બચાવી શકે તેમ છે; તો કોઇ પણ પ્રકારે ૩૦૦) રૂપીયા લાવવાજ પડશે. આવા વિચારો કરતા કરતા તે આગળ વધ્યેજ જતા હતા ચાલતાં ચાલતાં ત્રીજે દિવસે તે લખનોર પહોંચ્યા. તેમના ગામથી તે લગભગ ૮૦ કોશ દૂર હતું.

સાયંકાળનો સમય થઈ ચૂકયો હતો—હુજરતગંજની સડકો ઉપર વિજળીના દીવા ઝગમગી રહ્યા હતા. પણ ચંદ્રનાથનું આ તરફ કાંઇ લક્ષ ન હતું. તે તો આમતેમ જોઇ રહ્યા હતા કે કેવી રીતે ૩૦૦) રૂપીયા મળે. તેમના વિચારો રૂપીયા મેળવવામાં હતા. આ સમયે એક માણસ ખભા ઉપર રૂપીયાની થેલી લઇને જતો હતો. થેલી દેખતાં ચંદ્રનાથની આંખો ઉજ્વળ થઇ ઉઠી. તેમણે જોયું કે

હવે જ્યારે અવસર પ્રાપ્ત થયો છે, તો ચૂકવો યોગ્ય નથી; તે આગળ વધ્યા અને જલ્દીથી તે માણુસ પાસે જઈ પહોંચ્યા. સહસા એક લાઠી હાથમાં રાખેલી એવો મનુષ્ય પોતાની પાસે આવેલ છે જોઈને તે માણુસ કાંઈક બીન્યો હોય તેમ લાગ્યું-તેથી તેણે પૂછ્યું–" કોણ છો આપ ?"

ચંદ્રનાથ–" તમે કોણ છો ?"

માણુસ–" હું તો એક શેઠનો ગુમાસ્તો છું. રૂપીયા લઈને તેમને ઘેર જાઉં છું. તમે કોણ છો અને ક્યાં જાઓ છો ?"

ચંદ્રનાથ–" તમારી પાસે કેટલા રૂપીયા છે ?"

માણુસ–" પૂછવાની તમારે શી મતલબ ?"

ચંદ્રનાથ–" મતલબ છે તેથીજ પૂછું છું."

માણુસ–" મતલબ જણાવો !"

ચંદ્રનાથ–" પણ આપને કહેવામાં શી હરકત છે ?"

માણુસ–" નહિ કહું તો– "

ચંદ્રનાથ–" તો આ લાઠી દ્વારા પૂછી લઈશ."

આમ બોલતા બોલતા તેઓ એક જગ્યાએ થોભ્યા આ જગ્યાએ કાંઈ અંધકાર પણ હતો ફરી ચંદ્રનાથે પૂછ્યું "બતાવો કેટલા રૂપીયા છે ?"

માણુસ બીચારો ડરી–તેની મુખમુદ્રા ઉપરથી પ્રતીત થતું હતું કે તે બીરૂ છે. તેણે ધીરે અવાજે કહ્યું–" વધુ નથી કેવળ ૩૦૦) રૂપીયાજ છે. ઠીક એટલાજ મારે જોઈએ છે. આ રૂપીઆ મને આપી દે."

આ સાંભળીને તો તે માણસ ભયથી કાંપવા લાગ્યો. ચંદ્રનાથની પણ આકૃતી એવી ભયંકર ઉન્મત્ત થયેલી હતી કે તેને જોતાં ભલભલા ડરી જાય. તો પણ તે માણસે સાહસ કરીને કહ્યું–"હું નહિ આપું! તમે કોણ છો? બોલાવું સીપાઇને?"

ચંદ્રનાથે વિકટ હાસ્ય કરીને કહ્યું હું ગમે તે હોઉં તેથી શું. રૂપીયા અહીં મુકી દો નહિ તો લાઠી માથામાં મારૂં છું. માથું ફુટી જશે સીપાહીને બોલાવવો સહેલ નથી."

ભયથી વિહવળ બનેલા મનુષ્યના મુખમાંથી સહસા નીચેના શબ્દો નીકળી પડ્યા–"દોડો! દોડો! મને લુંટી લે છે." પણ એટલામાં ચંદ્રનાથે પોતાની લાઠીનો સખ્ત પ્રહાર કર્યો તત્કાળ તે મૃતાવસ્થામાં પૃથ્વી ઉપર પટકાઈ પડયો. ચંદ્રનાથે રૂપીયાની થેલી લીધી અને તીવ્ર ગતિથી ચાલવા લાગ્યા પણ આ સમયે તેમની પાછળ બે કૉન્સ્ટેબલો પડયા હતા. ચંદ્રનાથે જોયું કે હવે રસ્તો નથી એટલે તુરતજ પાછું મુખ ફેરવી સીપાહીઓની સામે દોડતા આવ્યા અને આગળ વાળા સીપાહીને લાઠીથી મસ્તક ઉપર પ્રહાર કર્યો લાઠી વાગતાંની સાથે પૃથ્વી ઉપર તે લંબાયમાન થઈ ગયો જ્યારે બીજો તો જીવ લઇને નાઠો.

ચંદ્રનાથ તીવ્ર ગતિથી ચાલતા ચાલતા અંધકારમાં વિલીન થઈ ગયા.

ભયંકર જ્વાળામાં જ્યારે હૃદયનો સમસ્ત અમૃત રસ જળી જાય છે; ત્યારે મનુષ્યત્વનું હિંસક–પશુત્વમાં પરિવર્તન થઇ જાય છે.

( ૬ )

શ્યામાનું સુકુમાર શરિર તે લોકોના દારૂણ અત્યાચારોને સહન

કરીને કરમાઇ ગયું હતું, તેનું હૃદયવન પણ અપમાનના નિરંતર વજ્ર પ્રહારથી વિનષ્ટ થઇ ગયું હતું: ગોવિન્દરામ અને તેમની પત્નિ તેના ઉપર સદા અત્યાચાર કરતાં હતાં; અને શ્યામાનો પતિ પણ તેના કમળ કોમળ હૃદય ઉપર નિર્ભય થઇને પ્રહાર કર્યા કરતો હતો. કયાં સુધી સહી શકે ? શ્યામાનું પરિપુષ્ટ કાન્તિમય સૌંદર્ય એકવાર મલીન થઇ ગયું; વળી નિરંતર અત્યાચાર તેમજ દાસી કર્મથી તેનું સ્વાસ્થ્ય વિનષ્ટ થયું. શ્યામા હતી તો દરિદ્ર કન્યા પણ તેના કાકાએ તે દરિદ્રતાના દારૂણ રાજ્યમાં પણ ત્હેને કદી કાંઈ પણ વસ્તુનો અભાવ છે, એવો અનુભવ થવા દીધો ન હતો. ચંદ્રનાથ સદા તેને પ્રસન્ન રાખતા હતા; તે સદા આ વાત ઉપર ધ્યાન રાખતા હતા કે શ્યામાને વધારે કામ કરવું ન પડે. શ્યામાએ કદી જાણ્યું ન હતું કે કાકાનો ક્રોધ કેવો છે ? ચંદ્રનાથ તેને કાંઇ પણ કષ્ટ ન પડે માટે કામ કરવા દેતા નહિ જ્યારે અહિં તેની દશા એવી થઇ ગઇ કે તેનું શરિર આખુંયે ક્ષત-વિક્ષત થઈ ગયું. શ્યામા તો સુકુમાર સુન્દરી હતી; આટલા અત્યાચાર તો કદી દાનવ-કીશોરી ઉપર પણ નથી ગુજારાતા. શિર-શૂલની ભયંકર વેદનામાં, જ્વરની તીવ્ર જ્વાલામાં, એવં પ્રહારની અસહ્ય વ્યથામાં પણ તેને અડધા માઇલ દૂરથી પાણી લાવવું પડતું હતું, ઘરનું સર્વ કામ કાજ કરવું પડતું, ગાય ભેંસની સર્વ સેવા પણ કરવી પડતી સવારે વહેલી ઉઠતી અને રાત્રે મોડી સૂઇ રહેતી. તે પણ પૃથ્વી ઉપર. પરંતુ શરિરની અત્યંત વેદનાથી તેને નિદ્રા કયાંથી આવે ? ચંદ્રનાથની પ્રાણથી પણ અધિક વ્હાલી ભત્રીજી શ્યામાનું આ જીવન વિષાદમય હતું. પરંતુ શ્યામાનું કોમળ શરિર આ સહુ કયાં સુધી સહન કરી શકે. અન્તે ઉઠવું, બેસવું પણ દુષ્કર થઇ ગયું; જ્વરની તીવ્ર જ્વાલામાં તે

એટલી બધી વીકળ થઇ ગઈ કે કોઇપણ પ્રકારે તે પોતાની પૃથ્વીની શય્યા ઉપરથી ઉઠી શકી નહિ. પરંતુ એક પણ વ્યક્તિએ તેની દરકાર–પરવા કરી નહિ. હાય! અધમતા!! એ રાત્રી સુધી શ્યામા પોતાના ઓરડામાંથી બહાર પણ ન નીકળી–પરંતુ કોઇ તેની ખબર સરખુંયે કહાડતું નહિ–તો પછી પાણી પીવાની કે અન્ય વાતોનો સહૃદય વાંચક! શી કરવી? ત્રીજે દિવસે તેનું સૌભાગ્ય કે એક સખી તેની પાસે આવી. આ સખીનું નામ ચંદ્રમતી. આજ સખીના પતિએ જઇને ચંદ્રનાથને શ્યામાની દારૂણ દશાના સમાચાર આપ્યા હતા. ચંદ્રમતીએ જ્યારે આ દશા જોઈ, ત્યારે તેના હૃદયમાં અત્યંત વેદના થઈ. તેણે તો નિશ્ચય કરી લીધો કે પોતે તો ત્યાંજ રહીને શ્યામાની સેવા કરશે. પરંતુ ત્રણ દિવસની ભયંકર અસાવધાનીથી તેમજ તે પહેલાંના પણ અત્યાચાર તેમજ અનાદરથી શ્યામાનો જ્વરભીષણ થઇ ગયો હતો. સન્નીપાતનાં લક્ષણ પણ જણાતાં હતાં. ચંદ્રમતી રાત–દિન વની સેવા કરતી હતી. તેણે એક વૈદ્ય બોલાવ્યો, અને ઔષધીની વ્યવસ્થા કરી; પરંતુ ભાવી અટલ છે; રોગ વધતોજ ગયો.

વારે વારે શ્યામાના મુખમાંથી "કાકા, કાકા" ની ધ્વની નીકળવા લાગી વૈદ્ય આવ્યા તેમણે કહ્યું કે બસ હવે રોગ અસાધ્ય છે; સાયંકાળ સુધી જીવશે કે નહિ તે પણ એક પ્રશ્ન છે. આ સાંભળી શ્યામાની સખી ચંદ્રમતી રોવા લાગી શ્યામાએ આંખો ઉઘાડી તેની આંખો લાલ હતી મુખ જ્વરની જ્વાલાથી ગરમ હતું શ્યામાએ જોયું કે ચંદ્રમતી પાસે બેઠી છે. શ્યામાએ પ્રશ્ન કર્યો બ્હેન! આજે કઇ તિથી? ચંદ્રમતીએ જવાબ આપ્યો તેથી તેણી ખુશી થઇ કારણ તેના કાકાને આવવાની તિથી આજની હતી. રોગીની નિદ્રાની ગોદમાં આળોટવા લાગી તેની નિદ્રામાં શાન્તિ હતી, સંતોષ હતો. કારણ "કાકા આવશે."

## વિશ્વાસ આનંદનો જનક છે.

*　　　　*　　　　*　　　　*

સાયંકાળનો સમય હતો. સૂર્ય ભગવાન અસ્તાચળ ઉપર જઇ પહોંચ્યા હતા પક્ષી ગણો આમ તેમ ઉડતાં હતાં પૃથ્વી વિષાદ મલીન દૃષ્ટિથી પોતાના પ્રાણેશ્વર પ્રભાકરને જોઇ રહી હતી. પ્રકૃતિ શાન્ત થઇને દિવસના અવસાનનું અંતિમ દૃષ્ય અવલોકન કરવા લાગી. ચારે બાજુ કરૂણ શાન્તિની ધારા પ્રવાહીત થવા લાગી. જેવી રીતે દિવસના અવસાન પર રજનીનો અંધકાર ક્રમશઃ પરિવ્યાપ્ત થવા લાગ્યો હતો. આ અન્તિમ સમયના દારૂણ દૃષ્યને જોઇને પોતાના હૃદયમાં શૈતાની આનંદનો અનુભવ કરવાને માટે પંડીત ગોવિન્દરામ પોતાની પુત્રવધુ શ્યામાની પાસે આવ્યા. ચંદ્રમતી સજળ નેત્રથી તે વિષાદમય દૃષ્ય જોઇ રહી હતી. એ સમયે શ્યામાએ નેત્રો ખોલ્યાં. એકવાર ચોતરફ તેણે જોયું અને પ્રશ્ન પૂછ્યો—" શું કાકા આવ્યા ? "

ઠીક આ સમયેજ ઉન્મત ભાવથી ચંદ્રનાથે ઓરડીમાં પ્રવેશ કર્યો. આવતાંજ તેમણે ૩૦૦) રૂપીયાની થેલી ગોવિન્દરામના સામે ફેંકી, ઉન્મત ભાવથી તેમણે કહ્યું—" રાક્ષસ ! લે તારા આ બાકીના રૂપીયા ૩૦૦) ફક્ત આટલાજ માટે તેં—નરાધમે મારી પુત્રી—ભત્રીજી શ્યામાનું લોહી પીધું. હવે તો તારો ખૂની આત્મા સંતુષ્ટ થયોને ? "

ગોવિન્દરામ ચંદ્રનાથનો ઉન્મત્ત વેશ જોઇને તેમજ તેમનો ઉન્મત્ત સ્વર સાંભળીને ભયથી કંપી ઉઠયા. આ સમયે શ્યામાએ ચંદ્રનાથને જોઇને બુમ પાડી—" કાકાજી !— "

ચંદ્રનાથે જોયું કે શ્યામા મરણ શય્યા ઉપર પડી છે. હવે તે કાંઈ બોલ્યા સિવાય રોઇ ઉઠયા. પણ શ્યામાનો સન્નીપાત આ સમયે દૂર થઇ ગયો હતો—તેણે ચંદ્રનાથને શાન્ત થવા કહ્યું. ચંદ્રનાથ

શાન્ત પડયા. **શ્યામાએ** કહ્યું–"કાકા! આપ આવ્યા. જતાં જતાં પણ આપનાં દર્શન થયાં. હું વાસ્તવિક રીતે ભાગ્યવાન છું. કાકા! ચરણરજ આપો."

આ શબ્દ ન હતા–વિષાદ તેમજ વેદનાનું સજીવ ચિત્ર હતું, **ચંદ્રનાથે** કહ્યું–**શ્યામા**! ચાલ! મરવું હોય તો મારી ગોદમાંજ મરજે. આ નિશાચરોની વચમાં હું તને નહિ મરવા દઉં, ગોવિન્દરામ! ગોવિન્દરામ!! જાણે એમ થાય છે કે આપનું હું ખૂન કરૂં! તારા આ ઘરને સ્મશાન બનાવી દઉં! હાય! નરાધમ—"

**શ્યામાએ** ક્ષીણ સ્વરે કહ્યું–"કાકા! શાન્તિ ધારણ કરો. મરવા દેજો–આ જગ્યાએજ મ્હને મરવા દેજો. નરક હોવા છતાં પણ આ ભારત–રમણીના પતિનો પુણ્ય પ્રાસાદ છે. કાકા! ચરણ રજ.........આપો."

બન્ને આંખો કાકાના વિષાદ–મંડીત મુખને જોતીજોતી રહી ગઈ. **શ્યામા**–પ્યારની પ્રતિમા **શ્યામા**–સહુ દુઃખોથી છુટી અનન્ત ધામે પરવરી. ભગવતીએ તેને પોતાની ગોદમાં લઈને તેની વેદનાને અમૃત–ધારાથી શાન્ત કરી દીધી.

\+ + + +

**ચંદ્રનાથના** મુખેથી પછી એક શબ્દ પણ નીકળ્યો નહિ. કપાયેલા વૃક્ષની જેમ તે પણ **શ્યામાનાં** શબના પાસે મૃતાવસ્થામાં પડયા કાકા તેમજ **ભત્રીજી**–બન્ને **સ્વર્ગના પારિજાત–વનમાં** સાથે રહેવાને માટે સાથે સાથેજ ચાલ્યાં ગયાં. અસ્તુઃ*

"વિજય"

* સૂચીત.

# પ્રણય અને પશ્ચાતાપ.

## (૧)

**શ**શીશેખર રાય બ્રાહ્મણ હતા. તેમની સ્થિતિ સાધારણ હતી. તેમનું કુટુંબ બહોળું હતું. તે હતા ગરીબ પરંતુ સ્વાભિમાની હતા. તેમનામાં આત્મશ્રદ્ધા અજબ હતી.

તેમને ચાર પુત્રો હતા. સહુથી નાનાનું વય પાંચ વર્ષનું હતું. તે સુંદર હતો. દેખાવડો હતો. તેનું નામ હતું સુધાંશુ.

શશીશેખરના **ચંદ્ર**શેખર પિતરાઈ ભાઈ હતા. તે બન્નેમાં **ચંદ્ર**-શેખર મોટા હતા. તે ડૉકટર હતા. કલકત્તામાં તેમની પ્રેકટીસ સારી ચાલતી હતી. તેમણે પૈસા પણ ઠીક ઠીક ભેગા કર્યા હતા. પરન્તુ ઈશ્વરી નિયમજ એવો છે કે સંસારભરમાં કોઇ પુરેપુરૂં સુખી નથીજ હોતું. કોઇને પૈસાનું દુઃખ હોય તો કોઇને સંતાનનું. સંસારની ઘટમાળ એમજ ચાલ્યા કરે છે. **ચંદ્ર**શેખરને સંતાન સુખ નહતું. તે ઉદાર હતા. શશીશેખર તરફ તેમની ઉદારતા અજબ હતી. શશી-શેખરને નિયમિત મદદ મોકલતા. શશીશેખર આ મદદ કચવાતે દીલે લેતા. તેમનો આત્મા ડંખતો. પણ શું કરે? બહોળા કુટુંબનો ખર્ચ ચાલે શી રીતે?

ભાઈ તરફથી મદદ લેતાં તેમને બહુ લાગી આવતું. કોઈની મદદ લેવી પડે એ તેમને ડંખતું.

ગમે તેમ પણ દિવસો પસાર થતા હતા. ચંદ્રશેખર તરફથી નીયમીત મદદ મળ્યે જતી.

ચંદ્રશેખરનું લોકોમાં સારૂં માન હતું. તે પોતાના ગામમાં વર્ષે એકાદ બે વખત આવતા. તે વખતે તે પોતાના ભાઇને ઘેર રહેતા; અને ત્યારે તેઓ જાણે સગા ભાઈ હોય તેમ રહેતા. ચંદ્રશેખરનો સુધાંશુ તરફ પક્ષપાત હતો. તેમણે ભાઈને સુધાંશુને કલકત્તે લઇ જવાની ઇચ્છા બતાવી. કોઇએ ના ન કહી.

ચંદ્રશેખર કલકત્તા ગયા ત્યારે સુધાંશુ પણ તેમની સાથે ગયો. કાકાએ તેને યોગ્ય કેળવણી આપવી શરૂ કરી દીધી. સુધાંશુને ઉચ્ચ કુટુંબોના પરિચયમાં લાવવાનો કાકાનો વિચાર હતો. સારી રીતભાતની કેળવણી કરતાં વિશેષ આવશ્યકતા હતી. કાકાની દેખરેખ નીચે સુધાંશુ સુધરતો ગયો. તેનું અભ્યાસમાં ચિત્ત ચોંટયું. તે સખત અભ્યાસ કરવા લાગ્યો. પરીણામે પરીક્ષામાં ઉચ્ચ નંબરે પસાર થયો.

સુધાંશુ કાકા અને કાકીને આંખની કીકી સમાન હતો. તે તેમનો લાડીલો હતો. તેને માટે કાકા પૈસા ખૂબજ ખરચતા. કાકી પણ વ્હાલસોયાં હતાં. તે સુધાંશુને પુત્રની માફક પાળતાં. સુધાંશુના મુખેથી પડેલો શબ્દ બન્ને ઝીલી લેતાં.

સુધાંશુને માટે કાકાએ પોતાના વિશાળ મકાનનો એક અલગ ભાગ કાઢી આપ્યો. બે ઓરડા તેના અભ્યાસ માટેના હતા. એક ડ્રોઇંગ રૂમ હતો. એક સુવાનો અને દક્ષિણ તરફનો એક રૂમ તે

સુધાંશુની લાયબ્રેરી. આ ઓરડાની બારી પડોશના સામે રહેતા રંજનબાબુની બારીની બરોબર સીધાણુમાં હતી. આ બારીએથી તેમનું ઘર આરપાર જોઈ શકાતું. સુધાંશુ અને રંજનબાબુના ઘરની વચ્ચે એક ગલી હતી.

રંજનબાબુની સ્થિતિ સાધારણ હતી. તે એક વહેપારીને ત્યાં નોકરી કરતા હતા, તેમના કુટુંબનો ખર્ચ નભતો હતો. તે બહુજ ચાલાક હતા. તેમનું ઘર બહુજ સ્વચ્છ રહેતું. તેમનાં પત્નિ ભલાં હતાં. આ નાનકડા સુંદર ગૃહમાં શાન્તિ અને સુખ બન્ને હતાં.

રંજનબાબુ કુલીન બ્રાહ્મણ હતા. કુલીનતાને કારણે તે તેમની એકની એક વ્હાલસોયી પુત્રી વિધુમુખીને અનેક પ્રયત્નો કર્યા છતાં પણ ન પરણાવી શકયા. વિધુમુખી યૌવનને આંગણે ઉભી હતી. પરણાવ્યા વિના ચાલે તેમ નહતું. ઢીલ થાય તો સમાજ પીંખી નાંખે. વિધુમુખી સુંદરી હતી. તેના દેહનું સૌન્દર્ય અજબ હતું. આત્માનું સૌન્દર્ય પણ એવુંજ હશે એમ દરેકનું અનુમાન થતું હતું. તેને જોતાંજ તે જોનારના દિલમાં પોતાની સ્મૃતિ મૂકી જતી.

તેણે સૌન્દર્ય અને યુવાવસ્થાનો અજબ સંયોગ સાધ્યો હતો.

સુધાંશુની દૃષ્ટિ વિધુમુખીની બારીમાં મુસાફરી કરતાં થાકતીજ નહીં. તે પોતાની લાયબ્રેરીમાં બેઠો બેઠો પુસ્તકો વાંચતો હોય પણ તેની નજર તો સામેની બારીમાંજ ડોકાતી. રંજનબાબુનું ઘર સુધાંશુને સ્વર્ગ સમાન ભાસતું. સુધાંશુને મન રંજનબાબુનું ઘર એજ સારીયે દુનિયા; તેને બહારની દુનિયાનું ભાનજ નહતું એમ કહીયે તો પણ ચાલે. તેના મગજમાં રાત્રિ દિવસ વિધુમુખીનાજ વિચારો આવતા. વિધુમુખી તરફથી પણ દૃષ્ટિની આપ લે થતી. જો કોઇ

દિવસ વિધુમુખીને ન જોતો તો સુધાંશુને ચેન ન પડતું. તે પોતાની લાયબ્રેરીમાંજ વખત ગાળતો. વિધુમુખી પણ બારીએ આવીને બેસતી. આમ કેટલાક દિવસો પસાર થયા.

એક દિવસ રંજનબાબુના ઘરમાં આ વાત ચર્ચાઇ. તેમને સુધાંશુ અને વિધુમુખીના પ્રેમની જાણ થઇ. રંજનબાબુ સીધા અને સરલ માણસ હતા. તેમને ખબર ન પડી કે આવી સ્થિતિ શું કરવા ચાલુ રહેવા દેવી, જનતા તેમને શું કહે. લોકો કાંઇ અફવા ઉડાવશે. તે વાતને ખબર પડી ત્યાંથીજ સુધારવા ઇચ્છતા હતા. તેમને આ વાતની ખબર પડી એટલે તે સીધા સુધાંશુના કાકા પાસેજ ગયા. કારણ આ વિષયમાં જલ્દી પગલાં લેવા તેમનું મન તેમને રોજ કહેતું હતું.

ચંદ્રશેખરને આ વાત જણાવવામાં આવી. તેમણે રંજનબાબુને વચન આપ્યું કે, તે આ બાબત ઉપર પુરતો દાબ રાખવાને યોગ્ય પગલાં જરૂર લેશે. આ અયોગ્ય વાતને અટકાવશે. પણ રંજનબાબુના મનમાં અન્ય વિચાર હતો. તે સુધાંશુ અને વિધુમુખીના લગ્ન થાય એમ ઇચ્છતા હતા. તેમણે આ વાત ભાર દઇને ચંદ્રશેખરને જણાવી. તેમણે કહ્યું કે આ બન્નેનાં લગ્ન કરવાથીજ ફાયદો છે. લગ્નથી તે બન્નેનો પ્રેમ અવિચળ રહેશે. તેમનું અંતઃકરણ ઠરશે. જો લગ્ન થશે તો તેમના પ્રથમ પરિચય-પ્રેમમાંજ તેઓ નાસીપાસ નહિ થાય. રંજનબાબુએ ટુંકમાં લગ્ન ગોઠવવા માટે કહેવાય તેટલું કહ્યું. પરંતુ ચંદ્રશેખરને જોવાનું હતું કે આ લગ્ન સહુને પસંદ પડશે કે કેમ ! તે રંજનબાબુને એકદમ હા અથવા ના કહે તેવી તેમની સ્થિતિ નહતી. ચંદ્રશેખર તેમના મનમાં અડગ હતાં. તેમનો નિશ્ચય ફરે તેમ

નહતો. તે પગલું વિચાર કરીને ભરતા. તેનજ કોઇને ખોટું લાગે તેમ કરવાને પણ તેમનો સહેજે ઇરાદો નહતો. તેમણે રંજનબાબુને જવાબ આપ્યો કે હમણાંજ સુધાંશુના લગ્નનો વિચાર તેમને નહતો.

(૨)

ચંદ્રશેખરની સંમતિ મળ્યા વિનાજ સુધાંશુના લગ્નની વાત એ દરેક કુટુંબમાં ચર્ચાનો વિષય થઇ પડયો. પરિણામે કન્યાઓના પિતાઓનાં સુધાંશુ માટેનાં માગાંઓ ઉપરાઉપરી આવી પડયાં. આવી પડેલાં માગાંઓમાં કેટલીયે માગણીઓ સ્વીકારવા જેવી હતી. ચંદ્રશેખર બાહોશ હતા. તેમણે સહુ વાત સુધાંશુને કરી. આ વાતે સુધાંશુને કાંઇ યાદ કરી આપ્યું. તેની લાયબ્રેરીની બારી, જે વિધુમુખીના ઘરની બારી સામે પડતી હતી તે પુરી નાખી હતી. તે તેને યાદ આવ્યું. બારીએ યાદ આવી અને વિધુમુખીએ યાદ આવી. તેણે કાંઇ ઉત્તર ન આપ્યો. સુધાંશુના કાકા સમજી ગયા પણ તેમણે ધોરણ જુદુંજ બાંધ્યું, તેમણે ધાર્યું હતું કે બારી પુરી દઇશું અને થોડા દિવસ પસાર થશે પછી આપોઆપ સુધાંશુ વિધુમુખીને ભૂલી જશે અને બીજાં સારાં માગાં આવશે એટલે લગ્ન પણ થઇ જશે. તેનામાં વિધુમુખીને માટે જે ક્ષણિક મોહ ઉત્પન્ન થયો હશે તે જતો રહેશે. વાત જુદીજ બની. કાકાના ધાર્યા પ્રમાણે પરીણામ ન આવ્યું. સુધાંશુએ એકે સારા માગા તરફ ધ્યાન આપ્યા સિવાય ચોકખી નાજ પાડી દીધી. કાકાને આ વાત ન ગમી. તે ચીઢાયા.

અને થોડાક દિવસો પસાર થયા.

એક સવારે કાકાએ સુધાંશુને બોલાવ્યો. સુધાંશુ કાકાના ડ્રોઇંગ રૂમમાં આવ્યો. તેણે કાકા તરફ એક દૃષ્ટિ નાખી. તેને આજે કાકાના

કપાળ ઉપર વધુ કરચલીઓ જણાતી હતી. કાકાના ગુસ્સાની તે સ્પષ્ટ રીતે સાક્ષી પુરતી હતી તે ચલમ પીતા હતા પણ તેમાં આજે કાંઈ કૃત્રીમતાના ભાવ જણાતા હતા. કાકાનો સ્વભાવ સ્નેહાળ હતો. તેમનો ચહેરો સદાયે હસતોજ રહેતો. પણ આજે કાંઈ આમ ફેરફાર થયેલો હોવાથી સુધાંશુ બધું સમજી ગયો.

થોડીવાર પછી સુધાંશુ આવ્યો છે તેની કાકાને ખબર પડી. તેમણે ખુરશી સુધાંશુ તરફ ફેરવી. એક બીજી ખુરશી તેની તરફ ખસેડી સુધાંશુ ખુરશીમાં બેઠો. કાકાએ સુધાંશુને સમજાવવા માંડયો. તેમણે કહ્યું કે આપણે આપણા બાપદાદાની આબરૂ સાચવવી જોઇએ. આપણી મરજીમાં આવે તેમ વર્તન કરવું એ સારૂં ન કહેવાય. પ્રથમની ચાલી આવેલી રૂઢીને માન આપવું જોઇએ. વળી એટલુંજ નહિ આપણા બાપદાદાનાં થતાં વખાણનો આપણે ગર્વ રાખવો જોઇએ. કારણ આપણે તેમનાં સંતાનો છીએ. માટે પૂર્ણ રીતે વિચાર કરીને લગ્નની બાબતમાં મને ચોકખો જવાબ આપજે. તેમણે હવે સુધાંશુને ઉદ્દેશીનેજ વાત શરૂ કરી. સુધાંશુ! સાંભળ—તું મારો વારસ છે. તારે મારૂં માન તો સારી રીતે જાળવવુંજ જોઇએ. કાકાએ વાત શરૂ કરી. પત્નિની પસંદગી માટે શા શા મુદ્દાઓ ધ્યાનમાં રાખવા જોઇએ. જો સાંભળ........

કાકા આગળ બોલે એટલામાં તો સુધાંશુ બોલી ઉઠયો—કાકા! જો કે આપનું કહેવું સર્વ વ્યાજબી છે એમ મને ખાત્રી છે, છતાં આપના વિચારો સાથે હું સહમત થઈ શકતો નથી. આપ લગ્નની બાબતમાં માન અને આબરૂની બાબત ઉપર પ્રકાશ નાખવા ચાહો છો. આપ પ્રેમના વિચારોને જાણી જોઈ મહત્વ નથી આપતા.

મારા વિચાર જુદા છે. હું પ્રેમને પ્રથમ સ્થાન આપું છું. પ્રેમ વિનાનું લગ્ન એ લગ્ન નથી બંધન છે. જો પતિ-પત્નિમાં પ્રેમ ન હોય તો લગ્નથી શો ફાયદો? પુરૂષ અને સ્ત્રીના લગ્નરૂપી જોડાણમાં પ્રેમને પ્રથમ સ્થાન હોય એમ હું માનું છું. જો તેમ ન હોય તો બેશક લગ્ન ન કરવું.

ચંદ્રશેખર ચીઢાયા. તેમણે ગુસ્સામાં તંબાકુની નળી દૂર મૂકી દીધી. તે બોલ્યા—"જ્યારે તું પ્રેમની વાત કરે છે ત્યારે તારાજ કહ્યા પ્રમાણે તારે બીજી બધી વાતોને પણ અવગણી કાઢવી ન જોઇએ. જો પ્રેમને પણ લગ્નની બાબતમાં એક મુદ્દા તરીકે ગણવો જોઇએ એમ તું માને છે તો તેના સાથે બીજા આજુબાજુના વાતાવરણ અને સ્થિતિનો પણ સારી રીતે વિચાર કરવો જોઇએ. એકલો પ્રેમજ હોય તો કાંઇ લગ્ન કરી નાંખવું ન જોઇએ. લગ્નની બાબતમાં શું તું નથી ધારતો કે તારે અમારા ઉપર આધાર રાખવો પડે. અલબત હમે તારા હિતેચ્છુઓજ છીએ. શું તું નથી ધારતો કે હમને તારા કરતાં વધુ અનુભવ છે? શું તું નથી ધારતો કે હમે કરીશું તે તારા ભલા માટેજ-હીતને માટેજ કરીશું?"

સુધાંશુએ કહ્યું—"કાકા! એ બધી વાત ખરી. તમે જે મારે માટે કરો છો તે બધુંયે મારા ભલા માટેજ કરો છો. પણ લગ્ન એક એવી વસ્તુ છે જેનો વિચાર, પરણનાર એ વ્યક્તિ ઉપરજ છોડવો ઘટે છે."

આ વૃદ્ધ શ્રીમંત કાકાને માટે પૂરતું હતું. એકદમ ધુરકીયાં કરીને તે બોલ્યા—"જો તું એમ માનતો હોય કે તારા લગ્નની બાબતમાં મારો કાંઈ અવાજ ન હોઇ શકે તો બસ, તું મારૂં ઘર

છોડીને ચાલ્યો જા. અને પછી તારી મરજી પ્રમાણે લગ્ન ગોઠવ. પછી કહેજે કે દુનિયા કેવી છે."

સુધાંશુ કાકાનું કહેવું સમજ્યો. તે બહુ ગુસ્સે થયો. તે શું બોલતો હતો તેનું તેને ભાન નહતું. તે બોલ્યો—"કાકા! આપે મારા તરફ માયાળુપણું બતાવવું જોઇતું હતું. પણ મારે કહેવાની ફરજ પડે છે કે તમે સખ્ત (cruel) છો. તમે મને તમારા વિચારે લગ્ન કરવા તૈયાર થવા કહો છો. કાકા! તમે આ બાબતમાં બહુજ ઘાતકી વર્તણુંક ચલાવો છો. બસ, જે થવાનું હોય તે થાવ, હું રંજનબાબુની પુત્રી સિવાય બીજી કોઇ છોકરીને પરણવા તૈયાર નથી. એજ—વિધુમુખી બસ એ સિવાય કોઇએ નહીં." સુધાંશુના આ શબ્દો ચંદ્રશેખરના કાકાના ઘરમાં છેલ્લાજ હતા.

ને તે કાકાનું ઘર છોડી ચાલ્યો ગયો.

## ( ૩ )

સુધાંશુએ કાકાનાં વચનો પર વિચાર ન કર્યો. તેણે એકદમ ઉછાંછળું પગલું ભર્યું. સુધાંશુમાં મોહ હતો. મોહે તેના મન પર આવરણ નાખ્યું હતું. તે યુવાન હતો. તે કાકાનાં વચનોપર વિચાર કરવા ન રહ્યો. જો વિચાર કર્યો હોત તો તો પરિણામ કાંઈ જુદુંજ આવત. તેના કાકાનો ભાવ તેના પર બહુ હતો, તે તેને મન પિતા કરતાં પણ વધારે હતા. તેનું વર્તન તદ્દન ઇચ્છવા યોગ્ય હતુંજ નહિ. એક લાંબો વિચાર જો આ બાબત ઉપર તેણે કર્યો હોત તો સુધાંશુએ જે પગલું ભર્યું તે એકદમ ન ભરત. પણ તેમ બનવાનુંજ હશે અને બન્યું.

સારોયે દિવસ સુધાંશુ પોતાના સુવાના ઓરડામાં પડી રહ્યો. તેણે ખાણું લેવા ના પાડી. બપોરે તે કાંઈ પણ નક્કી કર્યા વગર બહાર ચાલ્યો ગયો. બહારનું વાતાવરણ તેને વિચિત્ર લાગ્યું. તેને લાગ્યું કે તેણે ઉતાવળ કરી હતી. કાર્ય અયોગ્ય કર્યું હતું. પણ બીજીજ પળે વિચારે પલટો ખાધો. તેણે વિચાર્યું કે પોતે એક મનુષ્ય હતો–સ્વતંત્ર વિચારવાળો, નહિ કે એક પાળેલો કુતરો. તેના અંતઃકરણને તેના ઉત્સાહે દબાવી દીધું. તેનામાં જોમ હતું, ભાવના હતી. તે અત્યારે કાંઇપણ ભાવિનો વિચાર કર્યા વિના ચાલ્યો જતો હતો. તે કયાં જતો હતો તેનું તેને ભાન નહતું.

" સુધાંશુ ! "

તેણે પાછળ ફરીને જોયું. તેનો મિત્ર ઇન્દુ તેને બોલાવતો હતો. ઇન્દુ તેની પાસે આવ્યો, આજે ઇન્દુની વર્ષગાંઠ હતી. તેણે સુધાંશુને ઘેર આવવાનું આમંત્રણ આપ્યું. સુધાંશુએ આ અકસ્માતનો લાભ લેતાં કહ્યું ચાલને અત્યારેજ તારી સાથેજ આવું છું. સુધાંશુના મનમાં વિધુમુખીના વિચારો ઘોળાતાં તેને લાગ્યું કે ઇન્દુ કરતાં જો આ સ્થાને વિધુમુખી હોત તો કેવું સારૂં થાત. અફસોસ !

ઇન્દુ અને સુધાંશુ બન્ને સાથે ઘેર ગયા. ઇન્દુના બીજા મિત્રો પણ આવ્યા. સહુએ તે સંધ્યા આનંદમાં પસાર કરી પછી દરેકને મીઠાઈની રકાબીઓ આપવામાં આવી. સહુએ તેને યોગ્ય ન્યાય આપ્યો, એક પછી એક એમ સહુ વિદાય થયા. પણ સુધાંશુ છેવટ સુધી રહ્યો. બન્ને એકલા રહ્યા એટલે સુધાંશુએ પોતાની બધી વાત ઇન્દુને કહી અને તે રાત્રિ ત્યાંજ ગાળવાની ઇચ્છા જણાવી.

સવાર થયું. ઇંદુ અને સુધાંશુ નાસ્તો લેવા બેઠા હતા એટલામાં વર્તમાન પત્ર આવ્યું. સુધાંશુએ તે લઇને પાનાં ઉથલાવવા માંડયાં. તેણે તેમાં એક જાહેરાત વાંચી. કાશ્મીર અને જામુ સ્ટેટનાં ડીરેકટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રકશનની ઓફીસ માટે એક ઉમેદવારની જરૂર હતી.

સહસા સુધાંશુએ નિશ્ચય કરી લીધો. તે નોકરી મેળવવાને કાશ્મીર રવાના થયો. તે ઇંદુની રજા લઇને સીધો સ્ટેશને ગયો. ગાડી આવી અને તેમાં નક્કી વિચાર કરી તે કાશ્મીર રવાના થયો. ગાડીમાં તેણે એક જાહેરાત વાંચી. તેની નીચે સહી તેના કાકાની હતી. જાહેરાત નીચે પ્રમાણે હતી.

"સુધાંશુરોયની તેના કાકાને બહુ જ જરૂર છે. તે તેને તરત જ ઘેર આવવા કહે છે. તેના જવાથી તેના કાકાને તથા કાકીને સખત આઘાત પહોંચ્યો છે. તેણે આ સહુ ઉપર વિચાર કરી એકદમ જ્યાં હોય ત્યાંથી તેના કાકા પાસે જલ્દી આવી જવું."

તે જાહેરખબર વારેવારે વાંચવા લાગ્યો. છેવટે તેણે વિચાર કર્યો કે આ કાકાનો પ્રથમ પ્રયત્ન છે; થોડા દિવસ બાદ બીજી જાહેરાત જરૂર તેના વાંચવામાં આવશે, જ્યારે તેના કાકા તેના કહેવા પ્રમાણે કરવા તૈયાર થશે. આ જાહેરાત વાંચી સુધાંશુએ પોતાના વિચાર ન બદલ્યા. હજુ બીજી જાહેરાત વાંચવા તે પોતાના વિચારોને પલટો આપ્યા સિવાય કાશ્મીર રવાના થયો.

(૪)

જ્યારે કાકાને લાગ્યું કે સુધાંશુ ન આવ્યો, ત્યારે તેમણે વિચાર કર્યો કે યુવાન છોકરાઓ સાથે આમ જ બને છે. તે ધારતા હતા કે સુધાંશુ તરત જ પોતાની મૂર્ખાઈ જોઈ શકશે અને પાછો પોતાની

પાસે આવશે. પણ તેમણે જોયું કે દિવસો પસાર થતા હતા. સુધાંશુના કાંઈએ સમાચાર ન મળ્યા. આ વિચારે કાકા ચમકી ઉઠયા. એટલામાં તેમનાં પત્નિ આવ્યાં. તેમણે કહ્યું:—"ગમે તેમ થાય પણ સુધાંશુની ભાળ લાવો. તેની ભાળ લાવવા માટે જે જે પગલાં ભરવાં પડે તે બધાંયે ભરો, તે માયાળુ હતી, સ્નેહમયી હતી, સુધાંશુ ઉપર તેની અજબ મમતા હતી.

—ને કાકાએ સુધાંશુની ભાળ લાવવા માટે બનતું બધુંયે કર્યું.

એક માસ વીત્યો. ચંદ્રશેખરને સુધાંશુના પાછા ફરવાની આશા બહુ થોડી હતી. આ વિચારે તેમનું હૃદય નબળું પડતું ગયું. તેમને આગળથી લાગ્યું કે આ હૃદયના ઘાથી તેમનું મૃત્યુ થવાનો સંભવ છે. તેનાં બીજાં કારણો પણ હતાં. એક તો તે વૃદ્ધ હતા. તેમની તન્દુરસ્તી વૃદ્ધત્વને લીધે હતી જ નહીં. તેમાં વળી સુધાંશુના ગુમ થવાનો હૃદયમાં કારી ઘા લાગ્યો. તેથી તેમણે એક વીલ તૈયાર કર્યું. તે આ પ્રમાણે હતું.

" જો સુધાંશુ જીવતો જડશે તો તેજ આ બધી મિલ્કતનો વારસ. સુધાંશુ પરણ્યો છે અને જો તે કદાચ તેની પાછળ સ્ત્રી અને છોકરાંને મૂકી મરી જાય તો તે બધાં આ મિલ્કતનાં વારસ ઠરશે. અને જો બાર વરસની અંદર સુધાંશુ કે તેના વારસનો કાંઈ પણ પત્તો ન મળે તો પછી બધી મિલ્કત લોકોના ભલાને માટે ખરચી નાંખવી."

આ વીલ કર્યા પછી બે માસમાં ચંદ્રશેખર પથારી વશ થયા. તેમણે તેમના જીવતાં જનતાના ભલા માટે બહુ પૈસા ખરચ્યા. ત્યારબાદ તેમની તબીયત લથડતી ગઇ.

## ( ૫ )

સુધાંશુને કાશ્મીરમાં નોકરી મળી. તેના અવિરત પ્રયત્નો અને હોંશીયારી બન્ને તેને તેમાં સહાયભૂત થયાં. તેના સ્નેહાળ સ્વભાવે બહુ બહુ મિત્રો કરી નાખ્યા. સુધાંશુને આમાં સંતોષ મળ્યો. તે ભૂતકાળની જીંદગી તરફ તિરસ્કારથી જોવા લાગ્યો.

સુધાંશુએ જે કર્યું તે કરવું જોઇતું ન હતું એમ સહુ કોઇ કહેતું અને તે કહેવું ખરૂંયે હતું. સુધાંશુને પણ તે સમયના વહેન સાથે લાગ્યું હતું. તેના મનનું વલણ બદલાતું જતું હતું. તેના કાકા અને કાકીનો સ્નેહ યાદ આવ્યો. તેને પોતાનું ઘર—વહાલું ઘર યાદ આવ્યું. તે ઘેર પાછો જાય તેવી તેના મનની સ્થિતિ ન હતી. કારણ તે સહેજમાં ઉશ્કેરાઇ જાય તેવો હતો. તેણે વિચાર્યું કે જો તે ઘેર પાછો જાય તો લોકો તેને કહે કે પૈસાના લોભથી આવ્યો. એક તરફ લોકોના કહેવાનો ડર હતો. બીજી બાજુ હતો કાકા અને કાકીનો નિર્મળ સ્નેહ. તેનું મન નબળું પડયું હતું. તેનું મન તેને પાછો ઘેર જવા ના પાડતું હતું. તેના મનની સ્થિતિ આ પ્રમાણે હતી તેવામાં એક દિવસે તેણે વર્તમાનપત્રમાં નીચે પ્રમાણે વાંચ્યું:—

લોકોનું ભલું કરવા હંમેશાં તત્પર રહેનારા કલકત્તા નિવાસી ચંદ્રશેખર રોયે હમણાંજ એક સારી રકમ લોકોને આ મહાન જળ—પ્રલયથી જે નુકશાન થયું હતું તેમાં યોગ્ય રીતે સહુને મદદ કરવા આપી છે. પણ ખેદજનક વાત તો એ છે કે તેમના ભત્રિ-જાના નાસી જવાથી તેમને એક મહાન આઘાત પહોંચ્યો છે. આ આઘાતે તે પથારી વશ થઈ ગયા છે. અને પરિણામે તેમની સ્થિતિ દિવસે દિવસે વધુ બગડતી જાય છે. હમે ઇશ્વર પ્રત્યે પ્રાર્થના કરીએ

છીએ કે તેમનો ભત્રિજો સુધાંશુ શેખર રોય જ્યાં હોય ત્યાંથી પાછો પોતાના કાકા પાસે જાય અને તેના ઉદાર કાકાની કીંમતી જીંદગી બચાવે અને તેમની સ્ત્રીને પણ તેના નાસી જવાથી જે દુઃખ થયું છે તેમાંથી બચાવે."

સુધાંશુની આંખોમાંથી આંસુઓ સરી પડયાં. તેના ભૂતકાળના કરેલ કાર્ય ઉપર તેને બહુજ લાગી આવ્યું. તેને લાગ્યું કે તેણે એક મહાન પાપ કર્યું હતું, તે પાપને માટે શું કોઇ પ્રાયશ્ચિત હતું? તેણે તેના કાકા અને સ્નેહાળ કાકીનાં ભગ્ન—હૃદય કરી નાખ્યાં હતાં. તેને હવે પશ્ચાતાપ થવા માંડયો. તેને મનમાંજ પ્રશ્ન થયો. શું હું હમણાંજ તેમની પાસે જઇને માફી માંગું તો તે મને માફી નહિ આપે?

"ઓહ! હું કેવો મૂર્ખ બન્યો હતો! મેં કેવી ભુલ કરી. તેનેજ પરીણામે મારા સ્નેહાળ કાકા મરણ પથારીએ પડયા. તે મારી પાછળ કેટલા પૈસા ખરચતા હતા. હું કહેતો તેમ બધુંયે કરતા. હું કેવો ઘાતકી અને ભયંકર છું! તેમણે મને–એક ઝેરી સાપનેજ ઉછેર્યો હતો. તે સાપને તેમણે દુધ પાયું હતું. તેજ સાપે તેમને ડંખ દીધો હતો. અને તેનુંજ વિષ તેમની રગેરગમાં વ્યાપી ગયું, અને તેજ તેમના મંદવાડનું કારણ થઈ પડયો."

તેણે તેજ દિવસે કલકત્તા રવાના થવાનો નિશ્ચય કરી નાખ્યો. તેના મનમાં ભારોભાર પશ્ચાતાપ ભર્યો હતો તેણે મેલમાંજ જવાનો નિશ્ચય કર્યો. કારણ કલકત્તા જેમ બને તેમ વહેલું પહોંચવાનું હતું. તેનું મન તેના સ્થુળ દેહ કરતાં કલકત્તા વહેલું પહોંચ્યું. તેનું શરીર હજુ ટ્રેઇનમાં જ હતું. તેણે મનની આંખે જોયું તો કાકા એક ફકત તેમની છેલ્લી ઇચ્છા સુધાંશુના જોવાનીજ હતી તેટલા માટે જ જાણે

જીવતા હતા. તેમને બહુજ દુઃખ થયું. તે એમ માનતા કે તેમણેજ સુધાંશુને ઘરમાંથી બહાર કાઢી મુકયો હતો. તે સુધાંશુને તેની પ્રથમની સ્થિતિએ મૂકવા ચાહતા હતા તેથી તેની રાહ જોતા હતા. તેમની અંતિમ ઇચ્છા સુધાંશુને જોવાની હતી અને પછીજ—તે—પછીજ વૃદ્ધ ચંદ્રશેખર પોતાની અનંત મુસાફરી તે અનંત ધામ પ્રતિ કરવા ચાહતા હતા.

સમય અજ્ઞાત રીતે વહી ગયો. સુધાંશુએ શરીર પરનો કાબુ ગુમાવ્યો તેણે જે કાંઇ મનની આંખે જોયું તેથી તે ધુંચાઇ ગયો. સુધાંશુએ એક અસાધારણ વિસ્મૃતિનો અનુભવ કર્યો. અત્યારે સુધાંશુના જગતમાં ફક્ત એકજ જોડું વિદ્યમાન હતું, તે તેના કાકા અને કાકી. તેમના સિવાય તે કાંઇ પણ આ જગતમાં જોઇ શકતો નહી.

( ૬ )

તે એક સવાર હતું. ટ્રેઇન હાઉરા સ્ટેશને ઉભી રહી. સુધાંશુ ઝડપથી બહાર આવ્યો. તેણે એક ગાડી ભાડે કરી અને બની શકે તેટલી ઝડપથી તે કાકાને ઘેર આવી પહોંચ્યો. ઘરનું વાતાવરણ શાન્ત હતું તે દોડતો ઉપર ગયો. ઉપરના વાતાવરણમાં શાન્તિ હતી. તે શાન્તિમાં ગંભીરતા હતી. તે એકદમ કાકાની પથારી પાસે જઇ પહોંચ્યો.

જેવો તે ઓરડામાં દાખલ થયો કે તરતજ તેનાં કાકી, જે તેના કાકાના ફીક્કા પાતળા દેહ પાસે બેઠાં હતાં, તે ઉઠીને ત્યાંથી ગયાં. સુધાંશુ કાકીનાં ચરણોમાં ઢળી પડયો. ભલાં કાકીએ તરતજ તેને ઉઠાડયો અને આશીર્વાદ આપ્યો. તેમણે સુધાંશુને કાનમા કહ્યું કે તેના કાકા હજુએ જીવતા હતા અને ફક્ત તેમના વહાલસોયા પુત્રવત ભત્રીજાને, અંતિમવાર જોવા ઇચ્છતા હતા.

સુધાંશુ કાકા પાસે બેઠો; તેમણે તરતજ તેમની આંખો ખોલી અને સુધાંશુ તરફ જોયું. તેમની સ્થિતિ ખરાબ હતી. તે સુધાંશુને જોઈ ઓળખી શકયા નહીં. પછી તરતજ ઓળખ્યો અને તેનો હાથ તેમના હાથમાં લીધો અને પોતાની છાતી પર મુકયો. તેમણે તેમની પત્નિને વીલ લાવવા કહ્યું. પણ તે જાણે ઉશ્કેરાઈ ગયા હોય તેમ લાગતું હતું. તે બોલી શકયા નહી. ફકત ઇશારો જ કરતા હતા. વીલ લાવવામાં આવ્યું. ચંદ્રશેખરબાબુએ તેમના સ્ત્રીના હાથમાંથી તે ઝુંટવી લીધું અને સુધાંશુ ઉપર ફેંકયું.

આ તેમની છેલ્લી જ ઇચ્છા હતી. તેમને લાગ્યું કે દુનિયામાં જે કાંઇ તેમને દેવું હતું તે બધુએ પતી ગયું. તેમણે આંખો મીચી—મીંચાઈ ગઇ. તેમની સ્થિતિ વધુ ગંભીર થતી લાગી. સુધાંશુ ડોકટરને બોલાવવા શહેરમાં દોડગો. તે વખતે સંધ્યા થઈ ગઈ હતી. ડોકટર આવ્યા. તેમણે બહુ બહુ દવાઓ આપી પણ છેવટે તો ચંદ્રશેખરે મનુષ્ય નાશવંત છે તે જ સાબીત કરી બતાવ્યું.

—સહુએ દુઃખનાં આંસૂ ઢોળયાં.

તેજ વખતે એક બીજો બનાવ બન્યો. પડોશમાં કોઇને ઘેર બાજાં વાગતાં હતાં. તે રંજનબાબુનુંજ ઘર હતું. વાજાં વાગવાનું કારણ પૂછતાં જણાયું કે એ તો વિધુમુખીનાં લગ્ન હતાં.

સુધાંશુના મુખેથી નીચેના શબ્દો સરી ગયાઃ—

"**પ્રણય**ની ઇતીશ્રી અને **પશ્ચાતાપ** શરૂઆત એકજ પળે ઘડીયે શરૂ થાય છે. ×

**"બાલચંદ્ર"**

× સૂચિત.

## “ ઓરમાન–માતા ”

### ( ચુનીલાલ હરીલાલ અંજારીઆ )

**મા**તૃહીન બાળક સંસારમાં એક સૌથી કરૂણાજનક કહાણી છે. ગરીબમાં ગરીબ પ્રાણીઓને પણ ઇશ્વરનો આધાર હોય છે. પરંતુ માતૃહીન બાળક એ આધારથી પણ રહીત હોય છે. માતા જ એનાં જીવનનો એક માત્ર આધાર છે. માતા વિના તે એક પાંખ વિનાનું પક્ષી જ છે.

માતાના સ્વર્ગવાસ પછી સત્યેન્દ્રને એકાન્તથી પ્રેમ થયો હતો. એકલો જ બેઠો રહેતો, માતા છતાં તેને સૌ કોઈ પ્યાર કરતું. માતા ગઇ તે સાથે સૌનાં મન નિષ્ઠુર બન્યાં. પિતાની આંખોમાં પણ પ્રેમ જ્યોતિ ન રહી.

માતાના મરણને છ માસ પણ વીતી ગયા. અને સત્યેન્દ્રને કાને નવી મા આવવાના ભણકારા લાગ્યા. પરંતુ સત્યેન્દ્ર તેથી નીરાશ થવાને બદલે મનમાં ખુશી થવા લાગ્યો. પિતાના લગ્ન દિવસો પણ નજીક આવ્યા સત્યેન્દ્રનો આનંદ સમાતો નહોતો. પિતા પરણ્યા. સત્યેન્દ્રને વિમાતાની માતાએ ખોળામાં બેસાર્યો. અને તેનું મોઢું જોઇ

પોતાની દીકરીને કહેવા લાગી. આહા ! કેવો સુંદર છોકરો છે ? દીકરી તેને પ્યાર કરજે હો ! !

સત્યેન્દ્ર વિમાતાને જોઇ મુગ્ધ બની ગયો. થોડી વાર પછી નાનીના ખોળામાંથી ઉઠી વિમાતાનો છેડો પકડી બોલ્યો—"અમ્મા !"

આહા ! તે કેટલો અરૂચીકર શબ્દ હતો. કેટલો લજ્જા યુક્ત. કેટલો અપ્રિય ! ! તે રૂપવતી લલના જેને આપણે દેવમણીના નામે સંબોધીશું. તે ઉત્તર દાયિત્વ, ત્યાગ, અને ક્ષમાનું સંબોધન કરી શકી નહી. હજી તેણી પ્રેમ અને વિલાસનું સુખ સ્વપ્ન જોઇ રહી હતી. યૌવન કાળના મદમય તરંગોમાં આંદોલિત થઇ રહી હતી. તેટલામાં ઉપર્યુક્ત શબ્દોએ તેના એ સ્વપ્નમાં ભંગાણ પાડયું. તેણી ગુસ્સાથી પોતાનો છેડો છોડાવતાં બોલી " મને અમ્મા કહી ન બોલાવતો. "

સત્યેન્દ્ર ભોંઠો પડયો. તેની આંખોમાં ઝળઝળીઆં આવી ગયાં. વિમાતાની માતાએ કહ્યું " દીકરી, જો છોકરાનું મન ભાંગી ગયું. તે શું સમજે કે શું કહેવું ?

( ૨ )

સોખનો પુત્ર વિમાતાની આંખમાં શા માટે ખટકે છે તેનો નિર્ણય આજ દિવસ સુધી કોઇ પણ પંડીતે નથી કર્યો. દેવમણી જ્યાં સુધી ગર્ભવતી નહોતી થઇ, ત્યાં સુધી તો સત્યેન્દ્રથી બોલતી પણ ખરી. પરંતુ ગર્ભવતી થઇ કે તેણીનું વર્તન બદલ્યું.

સત્યેન્દ્રને જ્યારે ખબર પડી કે, " ભાઇ આવ્યો " ત્યારે આનંદનો પાર ન રહ્યો. વિમાતા એકવીસ દિવસનું નાહી. તે દહાડે સત્યેન્દ્ર તેની પાસે ગયો, અને બાળકને વિમાતાના ખોળામાંથી તેડ-

વાની ઇચ્છા કરી. પરંતુ દેવમણીએ તેના હાથને હટાવતાં કહ્યું "ચાલ, છેટો જા, અડકજેમા, તારૂં આંહી શું દાટયું છે?"

સત્યેન્દ્ર ઝંખવાણો પડી ગયો, અને અગાશી પર જઈ ખૂબ રડયો. ત્યાર પછી એક દહાડો સુરેન્દ્ર ઘોડીઆમાં સુતો હતો. દેવમણી સ્નાનાગારમાં હતી. સત્યેન્દ્ર છાનોમાનો ઘોડીઆ પાસે ગયો. અને ધારેથી બાળકના મોઢાં પરથી ઓઢવાનું હટાવ્યું અને અનુરાગમય નેત્રોથી તેને જોઇ રહ્યો. તેને મનમાં થયું કે, ઉઠાડીને ખોળામાં બેસારી રમાડું. પરંતુ વિમાતાના ડરથી તેને તેડયો નહી, અને નીચો નમી ચુમવા જતો હતો કે, વિમાતા આવી ગઇ અને સત્યેન્દ્રને ઘોડીઆ પાસે ઉભેલો જોઇ ગુસ્સામાં ગર્જી ઉડી. "કેમ સતુ! તું વળી કેમ આવ્યો? માર ખાવો છે કે?"

સત્યેન્દ્ર આંખમાં ઝળઝળીઆં ભરી ચુપચાપ બહાર ચાલ્યો ગયો.

સાંજરે તેના પીતા દેવીપ્રસાદે પૂછયું. 'તું સુરેન્દ્રને શા માટે રોવરાવે છે.

"હું ક્યાં રોવરાવું છું?"

"ખોટું બોલે છે? આજ મોઢાં પર બટકું કોણે ભર્યું.

"જી, નહીં, મેં બટકું નથી ભર્યું. હું તો ચુમી દેતો હતો.

"જુઠું? હરામખોર પાજી, એમ કહી દેવીપ્રસાદે બે ત્રણ તમાચા ચોડી દીધા.

સત્યેન્દ્રને પોતાના જીવનમાં પોતે નીરપરાધ, છતાં આ પહેલીજ વાર માર પડી તે મારની સાથે તેના જીવનની કાયા પણ પલટી ગઈ.

( ૩ )

તે દિવસથી સત્યેન્દ્રના સ્વભાવમાં એક વિચીત્ર પરિવર્તન દેખાવા લાગ્યું. ઘરમાં તે ઓછું આવતો. પિતા ઘરમાં હોય, તેનાથી મોઢું છુપાવી ફરતો. ન કાંઇ માગતો ન કાંઈ બોલતો. ઘરમાં તેને કોઈ પ્યાર કરવાવાળું નહોતું.

સુરેન્દ્રને ભણાવવા ઘેર માસ્તર આવતો. અને દેવીપ્રસાદ રોજ તેને બગીચામાં ફરવા લઇ જતો. દેવમણી સુરેન્દ્રને સત્યેન્દ્રના છાંયાથી બચાવતી રહેતી. બંને છોકરાઓમાં કેટલો ફેર ! ! એક સાફ ધોએલાં કપડાં પહેરતો. તેને મોં માગ્યું મળતું. બીજો મેલાં કપડાં પહેરતો, અને બહારના છોકરાઓની સોબતથી બોલવામાં વાત વાતમાં ગાળો બોલતો, અને ચોરની માફક મોઢું છુપાવી ફરતો. એકને જોઈ પિતાની છાતી ઠંડી થતી, બીજાને જોઈ શરીરમાં આગ લાગતી.

( ૪ )

પરંતુ આશ્ચર્યની વાત તો એ હતી કે, સત્યેન્દ્ર પોતાના નાના ભાઇની જરાપણ અદેખાઇ ન કરતો. અગર જો તેનાં હૃદયનાં અણું માત્ર પણ કોમળ ભાવ રહી ગયો હોય, તો તે એજ કે, પોતાના નાના ભાઈની તરફ સ્નેહની નજરે જોતો. ઘૃણાથી ઘૃણા ઉત્પન્ન થાય છે. પ્રેમથી પ્રેમ ઉત્પન્ન થાય છે. સુરેન્દ્ર પણ પોતાના મોમાંથી મોટાભાઇને હૃદયથી ચાહતો હતો. કોઇ કોઈવાર તો તેનો પક્ષ લઇ મા સાથે લડતો. તેને મનમાં થતું કે પોતાને વાપરવા મલતા પૈસામાંથી મોટાભાઇને આપું. આપવા કહેતો, પરંતુ સત્યેન્દ્ર તે સ્વીકારતો નહીં. જ્યાં સુધી સત્યેન્દ્ર સુરેન્દ્ર સાથે રહેતો ત્યાં સુધી તે આનંદ અનુભવતો.

એક વાર એવું બન્યું કે સત્યેન્દ્ર પંદર વીશ દીવસ સ્કુલમાં ગેર હાજર રહ્યો. અને તે ખબર એના પિતાને પડી. સાંજરે ઘેર આવતાં પિતાએ પૂછયું. "તું આજકાલ કેમ નિશાળે નથી જતો ? મનમાં તેં શું ધાર્યું છે ? તને જીંદગી આખી પાળવાનો કંટ્રાક્ટ રાખ્યો છે ?"

"મારી ફી આપવી બાકી છે. તે લીધા વગર જાઉં તો મને કાઢી મૂકે છે."

"ફી કેમ બાકી છે ? દર મહીને લઈ જાય છે તો ખરો.

"સ્કુલની ફીસ્ટમાં ફીના રૂપીઆ આપ્યા."

"કેમ આપ્યા ?"

"સુરેન્દ્રે આપ્યા માટે."

"તું સુરેન્દ્રની અદેખાઇ કરે છે ?"

"હું અદેખાઇ શા માટે કરૂં ? આંહી ઘરમાં અમે બન્ને જુદા ગણાઇએ. પરંતુ બહાર એક જ છીએ. બહાર શા માટે દેખાડું કે મારી પાસે કંઇ નથી ?"

"કેમ. મારી પાસે કંઇ નથી કહેતાં શરમ આવે છે ?"

"હા. શરમ આવે છે, તમારી બદનામી થાય તો ?"

"એમ ત્યારે તમે મારી માન રક્ષા કરો છો ખરૂં ને ! એમ શા માટે નથી કહેતા કે મારે ભણવું નથી. મારી પાસે તમને વધારે ભણાવવાના રૂપીઆ નથી. સુરેન્દ્ર તારાથી નાનો છે છતાં તારાથી એકજ કલાસ નીચે છે. આ વરસે તું જરૂર નાપાસ થઈશ. અને સુરેન્દ્ર તારી સાથે થઇ જશે. ત્યારે તને શરમ નહીં આવે.

"ભણુવું મારા ભાગ્યમાં જ નથી."

"તો પછી તારા ભાગ્યમાં શું છે?"

"ભીખ માગવી."

"તો ભીખ માગો જાઓ. નીકળ મારા ઘરમાંથી." એટલામાં દેવમણી આવી. અને બોલી ચપ, ચપ, જવાબ દેતાં શરમ નથી આવતી.

"જેના ભાગ્યમાં ભીખ માગવી લખી છે, તે બચપણમાં જ અનાથ થઇ જાય છે.

"ઠીક છે, આવતી કાલથી તારું નામ સ્કુલમાંથી કઢાવી નાખીશ.

ભીખ માગવી હોય તો, જાઓ ભીખ માગો.

(૫)

બીજે દહાડે સત્યેન્દ્રે ઘેરથી નીકળવાનો નિશ્ચય કર્યો. અને તૈયારી કરવા માંડી. ગઇ કાલની વાતોથી તેને ઘરમાં રહેવાનું હવે અસહ્ય થઇ પડયું. જ્યાં સુધી હાથપગ નહોતાં ચાલતાં. કિશોરાવસ્થાની અસમર્થતા હતી. ત્યાં સુધી અવલેહના, નિરાદર, નિષ્ઠુરતા બધું સહન કર્યું હવે હાથપગ તૈયાર થઇ ગયાં તો પછી બંધનમાં શા માટે રહેવું?

ગરમીના દહાડા હતા. બપોરનો સમય લગભગ સાડાબાર એક થયો હતો. ઘરમાં સૌ કોઇ સૂઇ રહ્યું હતું. સત્યેન્દ્રે નાનકડી બેગ તૈયાર કરી ચાલવા માંડયું તેટલામાં સુરેન્દ્ર ઓરડામાં દાખલ થયો, અને મોટા ભાઇની કયાંક જવાની તૈયારી જોઇ, પૂછયું. "કયાં જાઓ છો?" "જાઉં છું. કયાંક નોકરી કરીશ."

"હું! અમ્માને કહી દઉં છું."

"નહી! મને જો કે જવાનું મન નથી થતું પરંતુ જ્યાં કોઇ પૂછવા વાળું નથી ત્યા પડી રહેવું એ એક બેશરમી જેવું છે. ગમે યા જઇ દશપાંચ રૂપીઆની નોકરી શોધી લઇશ. અને એક પેટ પાળીશ.

"તમારાથી અમ્મા શા માટે ચીઢાય છે?"

"હું કમનસીબ છું માટે."

"મને ભૂલી તો નહી જાઓ."

"ના, નહી ભૂલું."

"હું તારી સ્કુલને સરનામે જરૂર કાગળ લખીશ."

એટલું કહી બન્ને ભાઇઓ પ્રેમથી ભેટયા, અને સત્યેન્દ્ર એક પણ પાઈ લીધા વગર કલકત્તે જવા ઘરથી બહાર નિકળ્યો.

(૬)

સત્યેદ્ર કલકત્તે કેમ પહોંચ્યો તે વર્ણન લખવું વ્યર્થ છે. યુવકોમાં દુઃસાહસની માત્રા અધિક હોય છે. ભવિષ્યની મુસ્કેલીઓની તેઓને પરવા હોતી નથી. મોટાં શહરોમાં આજીવીકાનો પ્રશ્ન કઠણ પણ છે. અને સરળ પણ છે. સરળ છે એટલા માટે કે જે પોતાને હાથે (મજુરી) કામ કરી શકે. કઠણ છે એમના માટે કે જે કલમથી કામ કરી શકે.

સત્યેન્દ્ર મજુરી કરવી કનિષ્ટ સમજતો હતો. તે એક ધર્મશાળામાં જઈ ઉતર્યો. શહેરનાં મુખ્ય મુખ્ય સ્થળો જોયાં, અને પોતાના

નિર્વાહના સાધન માટે નિરાક્ષરી જન સમુહને કાગળ પત્રો, મનીઓરડર વગેરે લખી આપવા કોઇ પોસ્ટ ઓફીસ પાસે જઈ બેસવાનું નક્કી કર્યું. શરૂઆતમાં કેટલાક દહાડા તો તેને એટલી પણ પેદાશ ન થઇ કે જેમાંથી તે ભરપેટ ખાઇ શકે. પરંતુ ધીરે ધીરે આવક વધવા લાગી, તે લોકોથી બહુ વિનયથી વર્તતો હતો, અને પત્રો એટલા વિસ્તારથી લખી આપતો કે જેથી વાંચનાર ધણીને બરાબર સચ્ચોટ અસર થતી, અને બહુ ખુશી થતા. અશિક્ષીત મનુષ્યોને એક વાત ત્રણત્રણવાર લખાવવાની ટેવ હોય છે. તેમની દશા એક રોગીના જેવી હોય છે કે જેઓ વૈદ્યને પોતાની વ્યથા અને વેદનાનું વર્ણન કરતાં નથી થાકતા. સત્યેન્દ્ર તેઓનું બરાબર સાંભળી લઈ, બધું બરાબર ગોઠવીને લખતો. લખાણથી સૌને મુગ્ધ કરી દેતો. એક સંતુષ્ટ થઇને જતો તે બીજાને પણ આંહીજ તેડી લાવતો. સત્યેન્દ્રની આવકમાં પણ વધારો થવા માંડયો તેણે ધર્મશાળા છોડી અને એક ન્હાનકડી ઓરડી લઈ તેમાં રહેવા લાગ્યો. એક વખત બનાવતો, બે વખત ખાતો. વાસણ હાથે માંજતો, અને પોતાના આ જીવનપર પોતાને સુખી માનતો. ફક્ત સુરેન્દ્રને ન ભૂલતો. રવાના થતી વખતનું અન્તિમ દ્રશ્ય તેની આંખો સામે તર્યા કરતું હતું. પોતાના પેટની ચિંતાથી નિશ્ચીંત થઇ તેણે સુરેન્દ્રને એક પત્ર લખ્યો, તેનો જવાબ પણ આવ્યો તેથી તે બહુ ખુશી થયો. તરસ્યાને પાણીથી તરસ છીપે છે તેમ આ પત્રથી સત્યેન્દ્રને તૃપ્તી થઇ. તેને મનમાં થયું કે "હું એકલો નથી" સંસારમાં મને કોઇક પણ ચાહનાર છે ખરૂં.

તેણે સુરેન્દ્ર માટે એક સારી ચીજ મોકલવા વિચાર કર્યો. પોતાના એક પેટ પુરતુ મળવા ઉપરાંતની કમાણી થતાં નાટક સીનેમા

જોવાની ઇચ્છા સત્યેન્દ્રને થઈ, બાજી પણ ભોગ વિલાસની ચીજોથી તે અલગ તો નજ રહ્યો કારણ કે મોટા શહેરોમાં ભાગ્યેજ સારા મીત્રાનો સંગાથ મળી આવે છે. સત્યેન્દ્ર પોતાની વધારાની કમાણી એજ રસ્તે ઉડાવી દેતો, અને ત્વરીત ગતિથી નૈતિક પતન અને શારીરિક વિનાશની તરફ દોડયા જતો હતો. તેટલામાં સુરેન્દ્રના પ્રેમ પત્રે તેને અટકાવ્યો. અને તેને સારી ચીજ મોકલવાની મનમાં સ્ફુરેલી ઇચ્છાથી દુર્વ્યસનોને છોડી દેવાનું શરૂ કર્યું. ધીરે ધીરે બધું બંધ કર્યું. તેણે એક ઘડીયાળ રૂપીઆ ચાલીસની કીંમત સુધીનું મોકલવા વિચાર કર્યો. અગર ત્રણ મહીના સુધી ફાલતુ ખર્ચ ન કરૂં તો ઘડીઆળ જેટલું જરૂર બચે. હવે તેણે બધામાં લોભ કરવા માંડયો તેને ગ્રાહકોની ચિંતા વધતી જતી હતી. કાગળ પત્ર ઉપરાંત તેણે હવે તાર લખવાનું પણ કામ શરૂ કર્યું; ફક્ત એજ મહીનામાં તે ખાતે પીતે રૂપીઆ પચાસ બચાવી શકયો. અને તેમાંથી ઘડીઆળ અને ચેન બન્ને પારસલથી પોતાના નાના ભાઇને મોકલ્યાં.

( ૭ )

'ઘર' પ્રેમનું એક નિવાસ સ્થાન છે. કિશોરાવસ્થામાં, 'ઘર' માતા પિતા, ભાઇ બહેનના પ્રેમની યાદ અપાવે છે, પ્રૌઢાવસ્થામાં ગૃહિણી અને બાળબચ્ચાંઓના પ્રેમની યાદ અપાવે છે.

સત્યેન્દ્રનું ઘર કયાં હતું? કયાંય નહી. પરંતુ કેવળ સુરેન્દ્રના સ્નેહમાં તેનાજ માટે તે પૈસા પૈસાનો લોભ કરતો, તેનાજ માટે તે પરિશ્રમ કરી રહ્યો હતો.

સુરેન્દ્રના પત્રથી તેને ખબર પડી કે દેવીપ્રસાદની આર્થિક સ્થીતી નબળી છે. નવું ઘર ચણાવતાં ધાર્યા કરતાં વધારે ખર્ચ થતાં

બહારથી કરજ કરવું પડયું. સુરેન્દ્રને ભણાવવા આવતો માસ્તર પણ બંધ થયો. સુરેન્દ્રને વાપરવા દર મહીને થોડુંક પણ સત્યેન્દ્ર મોકલ્યા કરતો, પોતાની સારી જમાવટ થયેલ જોઈ બહાર ફુટપાથપર ન બેસતાં પાસેજ એક ન્હાનકડી દુકાન ભાડે રાખી લીધી અને પોતાના લખવાના સરંજામ સાથે બેઠો એ વાતને આજ પાંચ વર્ષ પણ વીતી ગયાં.

( ૮ )

સંધ્યાનો સમય હતો. દેવીપ્રસાદ પોતાના દીવાનખાનામાં દેવમણી સાથે સુરેન્દ્રના લગ્ન સંબંધી વાતચીત કરી રહ્યો હતો.

" સુરેન્દ્ર હવે મોટો થયો, તો હવે તેના લગ્ન માટે કંઈક કરવું જોઈએ. " દેવમણીએ કહ્યું.

" હું તો તૈયાર છું પરંતુ સુરેન્દ્ર હા કહે છે ? "

" તમે કયાંય પાકું તો કરો ! સુરેન્દ્ર પોતે હા કહેશે. પહેલાં તો સૌ છોકરાં નાજ કહે દેવમણીએ કહ્યું.

" સુરેન્દ્ર સંકોચાઈને પરણવાની ના નથી કહેતો, પરંતુ તે એક સીદ્ધાન્તથી ના કહે છે. તે સાફ કહે છે કે જ્યાં સુધી મોટા ભાઈનાં લગ્ન નક્કી નહી થાય ત્યાં સુધી હું મારૂં લગ્ન કરવામાં રાજી નથી. દેવમણીઃ—મોટાભાઈની ચિંતા કરવી ખોટી એને કયાં પરવા છે.

એ તો અવળે રસ્તે ઉતરી ગયો હશે. ત્યાં કોણ જોવા જાય છે.

દેવીપ્રસાદઃ—' અવળે રસ્તે ઉતરી ગયો હોય તો તારા દીકરાને માસીક રૂપીઆ ચાલીસ કયાંથી મોકલે ? ગયો છે ત્યારથી તે આજ

દીવસ સુધી દર મહીને બરાબર તે મોકલતો રહ્યો છે. ખબર નથી પડતી કે તારૂ મન એના તરફ શા માટે મેલું છે? ગમે તેટલું, ન ખાઇ, ન પીને, તમને મોકલાવશે છતાં તારૂં મન પીગળે તેમ નથી.

દેવમણી નારાજ થઈ ત્યાંથી ઉઠી ગઇ, દેવીપ્રસાદ તેણીના મોંએ એમ કહેવરાવવા માગતો હતો કે, પહેલો વિવાહ સત્યેન્દ્રનો થવો જોઇએ. કિન્તુ તેવું કહેવાનો પ્રસંગ તેણી આવવા નહોતી દેતી. દેવમણીના ઉઠી જવા બાદ દેવીપ્રસાદ એક પત્ર સત્યેન્દ્રને લખવા નિશ્ચય કર્યો. સત્યેન્દ્રના પરદેશ જવા પછી આ પહેલોજ પત્ર હતો. પત્રમાં એક વાર ઘેર આવી જવા લખ્યું હતું તે સાથે લખ્યું કે હું થોડા દહાડાનો મહેમાન છું મારી ઇચ્છા એવી છે કે તારા અને તારા નાના ભાઈનાં લગ્ન મારી હયાતીમાં કરૂં. છેવટ સુરેન્દ્રપર તારો સ્નેહ છે તે ખાતર પણ તારે બંધનમાં પડવુંજ પડશે.

સત્યેન્દ્ર પિતાનો પત્ર વાંચી મનમાં બહુ દુઃખી થયો. ભ્રાતૃ સ્નેહનું આવું પરીણામ આવશે તેની તેને ખબર પણ નહોતી. તે સાથે તેના મનમાં એવો ઇર્ષામય આનંદ થયો કે, મારી તેમને શું ચિંતા હતી. હું મરૂં કે જીવું તો પણ તેમની આંખમાં એક આંસુ પણ ન આવે. આજ સાત વર્ષે પત્ર લખી મને યાદ કર્યો ખરો.

સુરેન્દ્ર કોઇપણ પ્રકારે પરણવાની હા કહેશેજ. હું મારી પ્રતિજ્ઞા બનશે ત્યાં સુધી નહી તોડું. પરણવાની માયામાં પડી મનુષ્ય પોતાનાં વહાલાં સન્તાનોના શત્રુ બને છે. હું સુરેન્દ્રને જરૂર સમજાવીશ. તેમ છતાં નહીં સમજે અને સુરેન્દ્ર અવિવાહીત રહી જશે તો સંસાર કયો સુનો રહી જશે.

*　　*　　*　　*

બીજે દહાડે સત્યેન્દ્રે પાંચસો રૂપીઆ પિતાને મોકલી આપ્યા. પત્ર લખ્યો કે–"મારૂં અહોભાગ્ય કે, તમે મને સાત વર્ષે પણ યાદ કર્યો. સુરેન્દ્રના વિવાહ નક્કી કર્યાનું જાણી ખુશી થયો છું. આ મારા મોકલાવેલ રૂપીયામાંથી સુરેન્દ્રની વહુને ઘરેણાં કરાવી આપશો. મારા વિવાહની બાબતમાં લખવાનું કે, મેં મારી સગી આંખોથી જે કંઇ જોયું અને મારા માથે જે કાંઇ વિત્યું છે, તેને યાદ કરતાં છતાં જો હું કુટુંબ પાસમાં ફસાઉં તો મારા જેવો મૂર્ખ બીજો કોઈ નહી મને માફ કરશો વિવાહની વાતોથી મને આઘાત પહોંચે છે."

બીજો પત્ર સુરેન્દ્રને લખ્યો—"માતા પિતાની આજ્ઞા જરૂર માનજો. હું અભણ મૂર્ખ બુદ્ધીહીન છું મને પરણવાનો કોઇ અધિકાર નથી. તારા વિવાહના શુભ કાર્યમાં હું નહી આવી શકું તે માટે ક્ષમા. પરંતુ તમે પરણશો એથી વિશેષ આનંદ અને સંતોષ મારે માટે બીજો કોઈ નથી.

( ૯ )

દેવીપ્રસાદ સત્યેન્દ્રનો પત્ર વાંચી દીગ્મૂઢ જેવો બની ગયો. ફરી આગ્રહભર્યો પત્ર લખવાનું સાહસ તેણે ન કર્યું. દેવમણીએ નાક ચડાવી કહ્યું. "છોકરો દીઠે સીધો આવો છે. પરંતુ ઝેરનો કટકો છે. જુઓ છો, દુર બેઠે આપણું મન કેવું વિંધી રહ્યો છે."

પરંતુ સુરેન્દ્રે પોતાનો પત્ર વાંચી ઘણો દીલગીર થયો. માતા પિતાના અન્યાયી વર્તાવે મોટાભાઇને ન પરણવાની પ્રતિજ્ઞા લેવરાવી તેમાં મોટાભાઇનો બીલકુલ દોષજ નથી."

સંધ્યાનો સમય હતો જમી પરવારી સૌ બેઠાં હતાં તેટલામાં સુરેન્દ્રે આવીને કહ્યું. "હું મોટાભાઇને મળવા કલકતે જઇશ."

"તું કલકતે જઇશ તો એને આંહી કેમ નથી બોલાવતો?"

"તેને શું મોઢું લઇને બોલાવું, તમે લોકોએ પહેલાંથી મને બોલતો બંધ કર્યો છે દેવ જેવા પુરૂષને પરદેશમાં ઠોકરો ખાવી પડે છે. હું નિર્લજ બની આંહી પડયો છું."

"ઠીક, ઠીક હવે ચુપ રહે, ચબાવલા પરણવું ન હોય તો કંઇ નહી. અમારો ધર્મ છે એટલે કહીએ છીએ. બાકી તું પરણે ન પરણે તે સાથે અમને લેવા દેવા નથી. ચાલ જા અહીંથી. મોટાભાઈનું ઉપરાણું લેતો આવ્યો છે.

"બસ, મારા પર પણ તિરસ્કાર આવી ગયો કે." સુરેન્દ્રે માને કહ્યું.

"જ્યારે તું અમારૂં કહ્યું નથી માનતો તો પછી અમે પણ સમજશું કે, પરમેશ્વરે અમને છોકરોજ નથી આપ્યો. દેવમણીએ ચીડાઇને કહ્યું.

દેવીપ્રસાદ–"શા માટે એવું બોલે છે?"

સુરેન્દ્રે માને જવાબમાં કહ્યું, "જો તમ લોકોની એવીજ ઇચ્છા હશે તો એમજ થશે.

દેવીપ્રસાદે જોયું કે વાત વધી પડી. એજ વખતે તેણે સુરેન્દ્રને ઇસારો કર્યો; અને બહાર ચાલ્યો જવા કહ્યું. પત્નિને શાંત કરવા ચેષ્ટા કરવા લાગ્યો પરંતુ દેવમણી કયાં માને એવી હતી.

દેવીપ્રસાદ ઉઠીને બહાર ગયો અને સુરેન્દ્રને સમજાવ્યો કે, તું કંઈક માન અને પરણવાની હા કહે. તારી માતા નહીં પરણવાના શોકમાં મરી જશે વીગેરે બહુએ સમજાવ્યો. પણ "પાણાપર પાણો"

સુરેન્દ્ર એક ટળી બીજો ન થયો. ના થઈ તે હા નજ કહી. આખરે દેવીપ્રસાદ પણ નીરાશ થયો.

દર વર્ષે વિવાહના દિવસોમાં એ પ્રશ્ન ઉઠતો. પરંતુ સુરેન્દ્ર પોતાની પ્રતિજ્ઞાપર અટલ રહ્યો. માતાનું રોવું રસળવું નિષ્ફળ ગયું.

ત્રણ વર્ષમાં ઘરમાં બહુ પરિવર્તન થઇ ગયું. દેવમણીની ત્રણે કન્યાઓ પરણી ગઇ. હવે ઘરમાં તેણી સિવાય કોઇ સ્ત્રી ન રહી. ઘર તેને સુનું લાગવા માંડયું.

દેવીપ્રસાદના સ્વભાવમાં એક વિચિત્ર ઉદાસીનતા પ્રગટ થઇ, પોતે પેન્સેન લઈ લીધું હતું. ઘરમાં ધાર્મિક ગ્રંથોનું અધ્યયન કરતો સુરેન્દ્ર પણ બી. એ. પાસ થઇ ગયો. અને એક કોલેજમાં પ્રોફેસર તરીકે નોકરીએ પણ રહી ગયો.

પોતાની ગલીમાં આડોશી પાડોશીને ત્યાં વિવાહના પ્રસંગો આવતા. સૌને ત્યાં વહુઓ આવતી વગેરે જોઈ દેવમણીને અદેખાઇ આવતી અને મનમાં બબડતી કે, "મારાજ ભાગ્યમાં સુખ ભોગવવું નથી લખ્યું. ભગવાન એવો વખત મને કયારે આવશે કે હું મારી વહુનું મોહું જોઉં અને એના બાળકને ખોળામાં લઇ રમાડું." રાત દહાડો એ વાતોના વીચારો કરતાં દેવમણીની દશા ઉન્માદીની સમાન થઇ ગઇ એને સત્યેન્દ્રને શાપો આપવા લાગી.

સુરેન્દ્રનું પ્રોફેસર થવું એ સત્યેન્દ્રને માટે ઘાતક થઈ પડયું. પરદેશમાં એને એજ સંતોષ હતો, કે–" હું દુનીઆમાં નીરાધાર નથી." સુરેન્દ્રે લખ્યું કે–" હવે મારા માટે તમે કષ્ટ ન ઉઠાવતાં, મને મારા ગુજરાન પુરતું મળી રહે છે ?"

જો કે સત્યેન્દ્રની દુકાન ચાલતી હતી તોપણ કલકત્તા જેવડાં મોટાં શહેરોમાં એક નાના દુકાનદારનું જીવન વધારે સુખી નથી હોતું. સાઠ, સીતેરની માસીક આવક એ વધારે ન કહેવાય આજ દીવસ સુધી તેણે જે બચાવ્યું તે બચત નહોતી પરંતુ ત્યાગ હતો. એક વખત ખાઇને બચાવતો. હવે બે વખત જમવા માંડયું. કપડાં પણ સારાં પહેરવા માંડયાં. પરંતુ તે સાથે ઔષધોનું ખર્ચ પણ વધી ગયું. સત્યેન્દ્રને અરૂચી, મન્દાગ્ની, વગેરે પેટના રોગોએ ઘેરી લીધો. તેને લઇને હાડમાં તાવ પણ રહેતો. તેને સુરેન્દ્રને કલકતે બોલાવવાની ઇચ્છા થઇ પરંતુ તેને કયાં ખબર હતી કે, કલકતે ન જવાની માતા પાસે સોગન ખાધા હતા.

*　　　*　　　*　　　*

શહેરોમાં મનુષ્યો ઘણા હોય છે, પરંતુ મનુષ્યતા કોઇકમાં હોય છે. સત્યેન્દ્ર બહુ સંખ્યક સ્થાનમાં પણ એકલો હતો. હવે તેના મનમાં નવી આકાંક્ષા અંકુરીત થઇ. "ઘેર શા માટે ન જવું? મને વિધાતાએ બધાએ સુખોથી વંચીત કરી દીધો છે. નહીતર મારી દશા આવી હીન શા માટે થાય?" એ પ્રમાણે સત્યેન્દ્રના મન અને બુદ્ધી વચ્ચે યુદ્ધ ચાલ્યું. સુરેન્દ્ર શિવાય બીજા કોઇના પણ પત્રો તેનાપર ના આવતા.

એક મહીનાની ભીષણ હાર્દીક વેદનાને લીધે સત્યેન્દ્રને પોતાના જીવનપર ઘૃણા આવી ગઇ. તેણે પોતાની દુકાન બંધ કરી બહાર જવું આવવું છોડી દીધું. આખો દહાડો ઘરમાં પડયો રહેતો. તેને ભુતકાળનાં દ્રશ્યો એક પછી એક યાદ આવતાં ત્યારે પોતાના જીવનને ધીકકારતો અને મન સાથે કહેતો કે—"મારાં જીવનનો અંત શા માટે નથી આવતો."

સંધ્યા સમયે એક દહાડો એકાએક બહારથી કોઇએ બારણું ઠોકયાનો અવાજ આવ્યો અને સત્યેન્દ્રને બોલાવતું હોય એવો અવાજ તેના કાને પડયો. અવાજ ઓળખ્યો અને ચોંકયો. તે કોઇ પરિચીત માણસનો અવાજ હતો. તરતજ દ્વાર ઉઘાડયું. જોયું તો સુરેન્દ્ર સામે ઉભો છે.

સત્યેન્દ્ર ભાઇને ભેટી પડયો. બન્ને ઘરમાં આવ્યા. દીવાટાણું થઈ ગયું હતું છતાં ઘરમાં અંધારૂં હતું. અંધેર ઘર એક ભુતનું નિવાસથાંન જેવું લાગતું હતું. સત્યેન્દ્રે ગળે ગરમ સાલ વીંટી હતી. જર્જરી ભુત શરીર, પીળો ચહેરો વગેરે શરીરની સ્થિતી જોઇ સુરેન્દ્રની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં.

"હું આજકાલ બીમાર છું." સત્યેન્દ્રે વાતની શરૂઆત કરતાં કહ્યું.

"હું તમારૂં શરીરજ જોઇ રહ્યો છું."

"તેં આવવાના ખબર પણ ન દીધા. અને ઓચિંતો આવ્યો ઘર કેમ જડયું ?"

"ખબર તો આપ્યા હતા મારો કાગળ નહીં પહોંચ્યો હોય."

"આવ્યો હશે તો દુકાનમાં પડયો હશે, મેં તો દુકાન પણ અઠવાડીયું થયા નથી ખોલી શ્રેર તો બધાં ખુશીમાં છે ?"

સુરેન્દ્ર—"માતા ગુજરી ગઈ."

સત્યેન્દ્ર—"અરે બિચારી ! ! શું બીમારી હતી ?"

બીમારી કંઇ નહી, કોણ જાણે ઉન્માદ અવસ્થામાં શું ખાઈ લીધું."

સત્યેન્દ્ર—"પિતાજી તો ખુશીમાં છેને."

સુરેન્દ્ર—"હા, હજી મુઆ નથી."

સત્યેન્દ્ર—"શું બહુ બિમાર છે?"

સુરેન્દ્ર—"માતાએ ઝેર ખાધું, એની સારવારમાં પીતાજીએ તેણીનું મોઢું ખોલી દવા પાતાં માતાએ જોરથી તેનાં આંગળાં કરડયાં એ વિષ પિતાજીની રગેરગમાં ઉતરી ગયું. ત્યારથી આખું શરીર સુંજી આવ્યું છે. હાલ ઇસ્પીતાલમાં છે અને તેમની સ્થીતી ઘણી દયાજનક છે."

"ત્યારે તો આખા ઘરનો નાશ થઇ ગયો."

"હા થયો ખરો, પણ બહુ મોડો. સુરેન્દ્રે જવાબ આપ્યો."

ત્રણ ચાર દિવસ પછી સત્યેન્દ્ર પોતાનું કામકાજ બંધ કરી સુરેન્દ્રની સાથે ઘેર આવ્યો. પિતાને મળવા આતુર પુત્રો નિરાશ થઇ ઇસ્પીતાલમાંથી પાછા ફર્યા. માતા વિનાના સત્યેન્દ્રે વિમાતાના દુઃખે પિતાને છોડયા. ફરી પ્રભુએ મળવા અવસર ન આપ્યો. +

ઇતિ.

+હિન્દી પરથી.



# સ્વર્ગને પંથે.

## ચુનિલાલ હરિલાલ અંજારીયા.

### (૧)

સુરેશ સાર્વજનીક લાયબ્રેરીમાં એક સુસજ્જિત આરામ ખુરશીમાં પડયો એક પુસ્તક એકજ ધ્યાનથી વાંચી રહ્યો હતો. તેનાથી પહેલાં અને પછી કેટલીએ વ્યક્તિ લાયબ્રેરીમાં આવી અને ગઇ, પરંતુ તે પુસ્તક વાંચવામાં એટલો તલ્લીન થઇ ગયો હતો કે કોઇને આવતા જતા જોઇ શકયો નહીં. પુસ્તક પુરૂં થયું. ખુરશીના હાથાપર કોણી ટેકવી, ગાલપર હાથ રાખી અર્ધ વિકસીત નેત્રે પુસ્તકના વિષય પર આલોચના કરતો બેઠો હતો, એટલામાં સાફ સારાં કપડાં પહેરેલ એક કિશોરવયી રમણી આવી, આલમારીમાંથી એક પુસ્તક લઇ પાસેની જ ખુરશીપર બેઠી અને વાંચવા લાગી.

સુરેશની વિચારમાળાના મણકા અટકયા. આંખ ઉઘડી જોયું તો, રમણી તેની સામે તીરછી નજરે ગંભીરતાથી જોઇ રહી હતી તે યુવતીનું ધ્યાન પુસ્તકમાં ન હતું. આંખ ઉઘડતાં જ બન્નેની દષ્ટિ મળી. સુરેશ ફરી પુસ્તકાવલોકનના વિચારમાં ગુંથાયો, પરંતુ તે યુવતી સુરેશને

માથાથી પગની પાની સુધી ભાવમય દૃષ્ટિથી જોઇ રહી હતી. જાણે કોઈ ડોકટર રોગીનો ગુપ્ત રોગ બરાબર ધ્યાન દઇ જોતો હોય.

એવી પરિસ્થિતીમાં ત્યાં વધારે વખત બેસવાનું સુરેશને ઉચ્ચિત ન લાગતાં સામેની ટેબલ પરથી પોતાની ટોપી ઉપાડી, જવાને તૈયાર થયો જવાની ઇચ્છા નહીં છતાં, પણ એક વાર ફરી ચાર આંખો મળી. તેણીની રતાસભરી આંખો પરથી જણાયું કે તેણી કંઈ કહેવા માગતી હશે પરંતુ સુરેશને એકદમ જવા માટે તૈયાર થયેલો જોઇ તેણી વિચારમાં પડી ગઇ.

સુરેશ ત્યાંથી ઘર તરફ આવવા નીકળ્યો. રસ્તે ચાલતાં પુસ્તકની આલોચના કરવી મૂકી તેનું મન તે યુવતીના ભાવોનું અવલોકન કરવામાં ગુંથાયું—“ તેણીએ મારા તરફ શા માટે ધારીને જોયું હશે ? શું મારા પર કંઇ વહેમ આવ્યો હશે ? એવું તો કદી બને નહીં મને અને એને કોઇ જાતની ઓળખાણ નથી. મેં તો તેને કદી સ્વપ્ને પણ જોઇ નથી. તો પછી તેણી મને એટલી બધી ગંભીરતાથી શા માટે જોઇ રહી હશે ?

કદાચ તેણી મારાં કિંમતી કપડાંને જોઇ રહી હશે. પરંતુ તેણીનાં કપડાં પણ કંઇ ઓછાં કિંમતી નહોતાં. કદાચ તેણી મારાં ઘાટીલાં શરીરને જોઇ રહી હશે. પરંતુ તેણીનું સુકોમળ શરીર પણ કાંઇ સાધારણ નહોતું. તો શું તેણી મારાં પુસ્તકનાં વાંચન અને તેના પરના મારા વિચાર કરવાના ભાવપર જોઇ રહી હતી ? પરંતુ તેથી તેણીને લાભ શો ? એવી રીતના વિચારમાળાના મણકા એક પછી એક સરતા ગયા. અને ઘેર પહોંચ્યો.

બીજે દહાડે સાંજે ચાર વાગે સુરેશ એજ લાયબ્રેરીમાં ગયો. એક પછી એક પુસ્તકાવલોકન કરવાવાળા સાહિત્ય પ્રેમીઓ આવ્યા અને ગયા. પરંતુ તે રમણી આજ આવી–કે જે આગલે દહાડે આવી હતી. સુરેશનો વિચાર એ હતો કે આજે ગઇ કાલની બનેલ ઘટના માટે હૃદય ખોલી વાતચીત કરીશ. પોતે વાંચવા લીધેલ પુસ્તક પુરૂં કરી ઘણીવાર સુધી તેણીની રાહ જોઇ, પરંતુ તે આજે નિરાશ થઇ ઘેર ગયો.

× × × × ×

સુરેશ મેટ્રીક પાસ થયા પછી, પિતાની ઇચ્છા નહીં છતાં કોલેજમાં જવાનો નિશ્ચય કર્યો. તેના દૃઢ નિશ્ચયને કોઇ આડે ન આવ્યું. કોલેજ ઉઘડવાને હજુ વિશ પચીશ રોજ બાકી હતા. જેથી તેટલો સમય વ્યર્થ જવા ન દેતાં હમેશાં ચાર વાગે સાંજે તે લાયબ્રેરીમાં જતો. ચાર પાંચ રોજ પછી તે રમણી વાળી ઘટના ભૂલી ગયો.

કોલેજ ઉઘડવાને માત્ર ત્રણ ચાર રોજ બાકી રહ્યા. સુરેશની જવાની તૈયારીઓ થવા લાગી. અને નક્કી કરેલ દીવસે માતા પિતાની રજા લઈ તે અમદાવાદ આવ્યો.

## (૨)

આજે કોલેજ ઉઘડવાની હતી, પોતા સાથેના ભણવાવાળા વિદ્યાર્થીઓને મળવા તે ઘણો આતુર હતો. જે મકાન તેણે ભાડે રાખ્યું હતું તે કોલેજથી વધારે દુર ન હતું. તે સાડા અગીઆર વાગે કોલેજમાં પહોંચ્યો. અને કલાસમાં પોતાની જગ્યાએ જઈ ગોઠવાઇ ગયો. જરૂર ચોપડીઓ સામે બેન્ચ પર રાખી. પોતાના સહપાઠીઓને જોવા લાગ્યો. ચારેકાર નજર ફેરવતાં તે ચમકયો.

આખા શરીરમાં વિજળીની માફક લોહી દોડવા લાગ્યું. તેને પોતાની નજર પર ભરોંસો ન આવ્યો ફરી એકવાર તે તરફ નજર માંડી. કદાચ તેણીએ આવતાંજ સુરેશને ઓળખી લીધો હશે.

સુરેશની સામે જોઇ તેણી શરમમાં હસ્યા કરતી હતી. ઘણીજ ઉત્સુકતાથી તેણીની તરફ સુરેશ જોઇ રહ્યો હતો, તે એજ રમણી છે કે જેને મેં લાયબ્રેરીમાં જોઈ હતી, અને ફરક માત્ર એટલોજ છે કે પહેરવેશ તે દીવસ કરતાં વધારે કિંમતી છે.

કેટલોક વખત સહપાઠીઓથી વાતચીત કરી. રસીકતામય ગપ સપમાં તે બધું ભુલી ગયો.

ફરી સુરેશની નજર તે રમણી પર પડી, પરંતુ તેણી પોતાને સ્થાને કોઇની સાથે વાતચીત કર્યા વગર શાન્તિથી પુસ્તક ઉઘાડી બેઠી હતી અને તલ્લીનતાથી પોતાનુ વાંચન કાર્ય કરતી હતી.

એટલામાં પ્રિન્સીપાલ સાહેબ કલાસમાં દાખલ થયા. સૌ પોતપોતાની જગ્યાએ ગોઠવાઇ ગયા. પ્રિન્સીપાલે પોતાનું ભાષણ શરૂ કરતાં કલાસમાં સર્વત્ર શાન્તિ ફેલાઇ રહી. સૌ ધ્યાનથી ભાષણ સાંભળતા હતા પરંતુ સુરેશનું મન ચંચળ હતું.

સામે બેઠેલાઓ બધાની નજર બચાવીને પણ તે રમણી ઘડી ઘડી સુરેશ તરફ જોઇ લેતી.

કોલેજ ઉઘડ્યાને પાંચ છ રોજ થઇ ગયા. સુરેશનું મન હવે વાંચવા લખવામાં લાગવા માંડયું. થોડે થોડે કોલેજ હોસ્ટેલમાં બીજા વિદ્યાર્થીઓ પાસે પણ જતો આવતો થયો. સમયના વહેવાની સાથે અંદર અંદરમાં વાર્તાલાપમાં પણ પરિવર્તન થવા લાગ્યું. હવે તેને

એકજ કામ કરવું બાકી રહી ગયું હતું. અને તે એકે તે રમણીનું નામ ઠામ પૂછવાનું; પરંતુ ભરી હોસ્ટેલમાં તે કાર્ય કરવાની તેની હિંમત ન ચાલી.

હવાપાણી બદલવાને લીધે સુરેશની તબીયત બગડી. સખ્ત શરદીએ આવી તેને ઘેર્યો. પથ્યા પથ્ય ન પાળવાથી તાવ વધવા લાગ્યો, તો પણ તેની દરકાર ન કરતાં સુરેશે કોલેજ જવું ચાલુ જ રાખ્યું. તાવ કોઇનું એ રાખતો નથી. તેનો ચહેરો ફીક્કો પડતો ગયો. તે જોઇ સાથેના વિદ્યાર્થીઓએ પૂછયું. "કેમ સુરેશ તારો ચહેરો ફીક્કો કેમ પડતો જાય છે, તને શું દુઃખ છે?"

"ના, ના, મને કાંઇ દુઃખ નથી."

"તો પછી આમ ઉદાસ કેમ રહે છે?"

"નહી, ઉદાસ કાંઇ નથી, પરંતુ જળવાયુના પરિવર્તનને લીધે જરા શરદી થઈ છે."

"સંભાળજે કદાચ વધી જશે તો બહુ ખરાબ. માટે પરેજ ખાસ રાખજે."

જે વખતે મીત્રોમાં આ વાત ચાલી રહી હતી તે વખતે તે રમણી સામે જ ઉભી હતી, અને તેણીના ચહેરા પરથી જણાઇ આવતું હતું કે તેણી પણ કંઇ ભલામણ કરવા માગતી હતી. તેણીના ચહેરા પર વિષાદની પૂર્ણ રેખા ઝળકી રહી હતી. અને તેણીનો ચહેરો કરમાયલો દેખાતો હતો વારંવાર તેણી સુરેશની તરફ સ્નેહ પરંતુ ઉદાશીનતાથી જોઈ રહી હતી. સુરેશના મનમાં થયું કે મિત્રો મારા પર ગમે તે આક્ષેપ મુકે પરંતુ એકવાર તેણીના ભાવોનું સમર્થન

કરવું. પરંતુ આત્માભિમાને તેને તેમ કરતાં અટકાવ્યો. મુંઝાઇને મનને મારી બેસી રહ્યો. પરંતુ તેનું હૃદય તેણીની ભાવનાના તરંગોમાં તણાતું હતું--"હું એક સહપાઠકા પ્રત્યે કે જે મારી આવી રુગ્ણાવસ્થાભરી હાલત જોઇ સમવેદના પ્રગટ કરી રહી છે. સહાનુભુતિ દાખવે છે, તેની તરફ આત્માભિમાનને વશ થઇ તેણીની અદ્રશ્ય વેદનાનું સમર્થન કરી શકતો નથી. એ ખરેખર હું અન્યાય કરૂં છું, દુનિયાંનો નિયમજ છે કે, જે તારે દુ:ખે દુ:ખી હોય તે તરફ તારી પવિત્ર ફરજ છે કે, તું પણ બેચાર શાન્તવન્ ભર્યા શબ્દોથી તેનું હૃદય શાન્ત કર." પરંતુ તે જાણતા છતાં પણ હું તેને કાર્યના રૂપમાં પ્રકાશમાં લાવી શકતો નથી.

## (૩)

તાવની માત્રા દિનપ્રતીદિન વધતી ગઈ. સુરેશ બિમારીને બિછાને પડયો. શરદાએ પોતાનું ભિષણરૂપ ધારણ કર્યું. જુદા જુદા ડોકટરોની સારવાર હેઠળ જુદી જુદી દવાઓથી તેના પેટની વ્યાધિ વધતી ગઈ. કોઇ ખરો રોગ પારખી શક્યું નહી. કોઇવાર પેટમાં એટલો બધો અસહ્ય મરડો આવતો કે તે સમજી લેતો કે "હું આ દુનિયામાં હવે બે ઘડીનો મહેમાન છું."

શુદ્ધિમાં આવતાં તેને વિચાર આવતો કે—"પિતાજી તમે મોટી મોટી આશાઓ બાંધી. મને મોટો કર્યો, ભણાવ્યો. અનેકાનેક મુશ્કેલીઓ સહી મારાં ભવિષ્યનાં સુખ માટે નાણું પાણીની માફક વહેવરાવ્યું. પરંતુ તમને એ ખબર નહીં હોય કે તે બધું તમને આ જીવ રસ્તાનો ભિખારી થયેલ જોવા માગતો હશે."

"પરંતુ એમાં દોષ કોનો છે? દોષ મારો છે. મારી અસાવધા-નીનો છે, મારી ભૂલનું આ પરિણામ છે. કે મેં મારી બિમારીના તમને ખબર ન આપ્યા મને ક્ષમા કરો."

× × × × ×

રાત્રીના ત્રીજે પહોરે સુરેશ કંઇક સ્વસ્થ દેખાયો--અને આંખો ઉઘાડી. પોતાની સામેનું અભિનય જોઇ તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. શરમને લીધે કંઇ કહેવાનું સાહસ ન થયું. એમજ તેને લાગ્યું કે હું સ્વપ્ન–રાજ્યના શાન્તિમય ખોળામાં આરામ કરૂં છું. અને એક કોમલાંગી પોતાની કોમળ આંગળીઓ વડે પગ દબાવી રહી છે. તન્મય પરિશ્રમથી તેના કપોલ પર પ્રસ્વેદનાં બિંદુઓ મોતીના હારની માફક ચમકી રહ્યાં હતાં પરંતુ તેને એટલું ભાન ન રહ્યું કે લુછી નાંખ્યું. તેણે ઉઠવાની કોશીશ કરી. પરંતુ રમણીએ ધીરેથી કહ્યું–"શક્તિ ન હોય તો ઉઠવાનું સાહસ ન કરવું. કહો કેમ છે તબીયત?"

સુરેશમાં બોલવાની શક્તિ ઓછી છતાં, રહસ્ય જાણવાની ખાતર બોલવાનો હિંમત કરી–"તબીયત પહેલાં કરતાં ઠીક છે તોપણ માથું હજુ ભારી છે. કદાચ તાવ આવે."

"હરકત નહી, તાવ આવે તે સારો."

"પરંતુ તમે આંહી કયાંથી?"

"મારી હાજરીથી આશ્ચર્ય થવા જેવું શું છે?"

"એમાં આશ્ચર્યની વાત નથી પરંતુ........."

વચમાંથી જ વાતને કાપતાં બોલી–"બપોરે તમારા નોકરને પુછતાં ખબર પડી કે તમારી તબીયત સારી નથી. મનને ઘણી

કાબુમાં રાખવા ગઇ પરંતુ ન રહ્યું. અને સાહસ તથા સંકોચથી આંહી આવી. અને જોયું તો તમારી સ્થિતિ દયાજનક દીઠી. તરતજ હું એક ડોકટરને તેડી લાવી. ડોકટરે નાડી તથા છાતી વગેરે તપાસી કહ્યું કે-" રોગ અસાધ્ય છે. બહુ સંભાળ રાખવાની જરૂર છે, પીવાની દવા આપી અને શરીર પર માલીશ કરવાની દવા પણ આપી. મને નોકર પર વિશ્વાસ ન આવતાં હું પોતે જ માલીશ કરવા બેઠી.

" જો તમે આંહી આવવાની તકલીફ ન લીધી હોત તો. "

" પરંતુ ઇશ્વરેજ મને આંહી મોકલી. "

" આજે તમે મને પુનર્જીવન આપ્યું છે. "

" એ ઇશ્વરની જ કૃપા છે, કે જેણે મારો પરિશ્રમ વૃથા જવા ન દીધો. નહીંતર મારૂં શું ગજું કે હું તમને જીવતદાન આપી શકું."

" શું હું તમારાં ઋણનો બદલો વાળી શકીશ ખરો ? "

" બદલાની આશાએ મેં કાંઇ કર્યું નથી. મેં મારી ફરજ બજાવી છે. "

" જીવતદાન દેવું એ કાંઇ સાધારણ વાત નથી. હું સ્વાભિમાનને વશ થઇ પ્રથમ તમને ઓળખી શકયો નહીં. તે દહાડે આપણે લાયબ્રેરીમાં પણ મળ્યાં. ત્યાં પણ મારાં આત્માભિમાને ઓળખવા દીધાં નહીં. આંહી પણ દશ પંદર રોજ થયાં છતાં ઓળખવાની કોશીશ કરી નહીં. તમે રમણીના રૂપમાં ખરેખર પરોપકારની કોઇ સજીવ મૂર્તિ છો. "

" ઠીક છે, હવે વધારે બોલવાનો પરિશ્રમ ન કરો નહીંતર થાકી જશો. "

"નહી હું બોલીશ. મારા હૃદયનો ભાર બોલીને હલકો કરીશ."

"ઠીક છે જો તમારે બોલવુંજ છે તો, તબીયત ઠીક થયે બોલજો હું તમારા મુખેથીજ સ્નેહયુક્ત શબ્દો સાંભળવાને ઉત્સુક હતી. આજે પરમાત્માએ તે સંભળાવ્યા. અને હવે મારી તમને વિનંતી છે કે તમે મને "તું" કહીને બોલાવજો."

"તારી ભક્તિની સાચી સાધનાએ આજ મને પરતંત્ર બનાવ્યો છે. પ્રતિજ્ઞા કરૂં છું કે એના પર મારો હવે બીલકુલ અધિકાર નથી કે જે હૃદય પર તે જીત મેળવી છે.. એ હૃદય આજના તારા વિજયની બદલીમાં બક્ષીસ આપું છું."

"હું તમારી આજ થઇ પરંતુ તમે તો કયારના મારા થઇ ચુકયા છો. પહેલીજવાર જ્યારે લાયબ્રેરીમાં તમને જોયા. તે દીવસથીજ તમારી મૂર્તિની સ્થાપના મારા હૃદયમાં કરી લીધી છે, અને એ રોજથીજ તેની ભક્તિભાવથી પૂજા કરૂં છું."

એટલામાં નોકર દવા લઈ ઓરડામાં દાખલ થયો.

"હવે વધારે બોલવાથી તમને થાક લાગશે. આરામ લ્યો, હવે હું જઇશ. પાછી સવારે આવીશ" કહી હેમલતા ચાલી ગઇ.

× × × ×

થોડા દહાડા પછી સુરેશની ગયેલી શકતી પાછી આવી અને તંદુરસ્ત બની ગયો. હેમલતાના હંમેશના અવરજવરથી એક બીજાનાં હૃદય એક થઇ ગયાં.

(૪)

આજ સુરેશ બી. એ કલાસમાં છે હેમલતા પણ એજ કલાસમાંજ છે. પરિક્ષાને કેવળ એકજ મહીનો બાકી રહ્યો છે અને રાત-

દહાડો વાંચવામાં પડયાં હોવાથી. કોઇકોઇને મળી શકતું નથી. એટલે એક બીજા વચ્ચે સુખદુઃખની વાતો કરવાનું બંધ હતું.

બપોરની રજાનો ઘંટ વાગ્યો હતો, તેટલામાં હેમલતાએ ગભરાટમાં પાસે આવી કહ્યું-" ગઇ કાલથી મારી તબીયત ખરાબ છે મારૂ માથું બહુજ દુઃખે છે મને કંઈ રસ્તો બતાવશો ? "

" તો હું શું કરૂં. તારી ઇચ્છામાં આવે તે કર " સુરેશે ઉદાસીનતાથી કહ્યુ. આ ઉત્તરથી હેમલતાનું કાળજું કપાઇ ગયું. તેણીએ ફરી પુછ્યું. " ઘરે જાઉં ? "

" એમાં મને શું પુછે છે, જવું હોય તો જા. ન જવું હોય તો નહી. " સુરેશે બે પરવાઇથી જવાબ આપ્યો.

આવા જવાબથી તેણીના મનમાં બહુજ દુઃખ થયું-કાંઈપણ બોલ્યા વગર તેણી ચાલી ગઇ.

પાસે ઉભેલા વિદ્યાર્થીઓમાંથી એકે કહ્યું. " તારૂં હૃદય ઘણું નિષ્ઠુર છે. બીચારી પુછવા આવી તો તેને આવો ઉડાઉ જવાબ ?

સુરેશે તેનો કંઈપણ ઉત્તર ન આપતાં કલાસમાં જઇ બેઠો.

સાંજે કોલેજથી વળતાં સીધો હેમલતાને ઘેર ગયો. જોયું તો તેણી સુતી હતી. પાસે બેસતાં સુરેશે પુછ્યું. " તબીયત કેમ છે. "

હેમલતા ચુપજ રહી.

" કેમ બોલતું નથી ? "

" શું બોલે ? તમને હવે શું ગરજ છે કે બોલે ! "

" હેમલતા. મને ખબર નહોતી કે તને માઠું લાગશે. "

" હવે ખબર પડી ! " હું મરૂં કે જીવું તેમાં તમને શું ?

" એટલે ? "

" એટલે એજ કે, તમારૂં મન બદલાયેલું જોઉં છું. તમારી આંખમાં હું કાંટા સમાન ભાસુ છું. કોઈ વાર તમારા ભાવોથી મને નીરાશા ઉત્પન્ન થાય છે. પરંતુ તેમાં તમારે ગભરાવાનું કાંઈ કારણ નથી. હું પોતે તમારો રસ્તો સાફ કરીશ. "

તેણીના પ્રત્યેક શબ્દો સુરેશની છાતીમાં વજ્ર સમાન લાગતા હતા. સુરેશ ગળગળો થઈ બોલ્યો. " હું તારો છું કે નહી. તે જેટલું તું જાણે છે તેટલું કોઇ નથી જાણતું. મારી નકલી ઉદાસીનતાનો અસલી મર્મ ન સમજતાં આજ તું મારા રસ્તામાં કાંટો બની રહી છે, એથી વધારે મારૂં દુર્ભાગ્ય શું હોય ? શું તને મારાપર વિશ્વાસ નથી ? "

" છે અને તમારો નહી કરૂં તો કોનો કરીશ. "

" તો પછી જાણ્યા કર્યા વગર આટલી અધીરી કેમ બની. "

" કોલેજમાં તમે મને ઘણીવાર તરછોડી નાંખો છો. પરંતુ હવે હું સમજી કે તે કસુર મારૂં છે "

" ત્યારે સમજી ખરી. "

" હા, સમજી. "

વિજયના અભિમાનથી. સુરેશ ખુશ થયો.

તેના ભાવપરથી હેમલતા હસી અને કહ્યું. " બસ એટલાપર અભિમાન ? "

" એથી વધારે શું જોઇએ ? "

" મને બક્ષીસ શું આપશો ? "

" મારી પાસે જે અમુલ્ય વસ્તુ હતી. તેતો તને બક્ષીસ તરીકે આપી દીધી છે. ઉપરાંત કાંઇ દેખો તો લ્યો, અને તમારી પાસે કાંઇ બાકી હોય તો તેમાં ભેળવી લહાવો લ્યો. "

" હવે મુકો મશ્કરી ચાલો જમી લ્યો. "

" ના હું આંહી નહીં જમું, ત્યાં ઘેર રસોઈ તૈયાર હશે. તમો જમો હું જાઉં છું "

" નહીં એમ ન થાય. મને આજ એકાદશી કરાવવી હોય તો જાઓ. "

છેવટે સુરેશને ત્યાં જમવું પડયું. જમીને ઘેર આવ્યો. ત્યાં નોકરે એક કાગળ આપ્યો. સુરેશ ઉત્સુકતાથી તે વાંચવા લાગ્યો. પત્ર વાંચી રહ્યા પછી વીચારમાં પડી ગયો, " શું પિતાજીને હેમલતા વીષેની ખબર પડી ગઈ છે ? કે પરીક્ષા આપી બીજે કયાંય ન જતાં સીધા ઘર આવવાનું લખે છે. મારા વિવાહની તઇયારીઓ થવાનું લખે છે ઘેર આવવામાં વિલંબ ન કરવાનું લખવામાં જરૂર કાંઈ દાળમાં કાળુ હશે."

આ પત્રે આજ દીવસ સુધીના સુરેશના ઉન્નત વિચારોના બંધને તોડી નાંખ્યો. હૃદયમાં એક પ્રકારની છીન્ન-ભીન્ન ભાવનાઓના ટુકડાઓનું પરસ્પર તુમુલ યુદ્ધ મચ્યું. તેણે નક્કી કર્યું કે " ઘેર જઇ પીતાજીને મનની બધી વાત કરીશ. "

સુરેશે પત્રને એવો છુપાવ્યો કે હેમલતાને હાથ ન લાગે.

પરીક્ષા પુરી થઇ. સૌ પોતપોતાને ઘેર જવા નીકળ્યા માત્ર હેમલતા જ નથી ગઇ. સુરેશ પોતાનો સામાન ઉપડાવી સ્ટેશને આવ્યો. હેમલતાને ઘણીએ ના કહ્યા છતાં સ્ટેશને આવી, સુરેશને એક જગ્યાએ ઉભા રહેવાનું કહી પોતે ત્યાંથી ચાલી ગઈ થોડીવારે તેના નોકર સાથે આવી સુરેશના હાથમાં ઈન્ટર કલાસની ટીકટ આપતાં કહ્યું. લ્યો આ ટીકટ સંભાળો."

"શા માટે આટલી બધી તકલીફ ઉઠાવી ?"

"બસ હવે વધારે વિવેકની મને જરૂર નથી."

ગાડી છુટવાને થોડીજ વાર હતી. સુરેશ પોતાની જગ્યાએ ગોઠવાઇ ગયો હેમલતાની આંખો રોઇરોઇને લાલ થઇ ગઈ હતી. તેણીએ કહ્યું-"મને ભુલી ન જતા હું તમારી છું. તમે મારા છો," સુરેશની આંખોમાં પણ આંસુ દેખાયાં. તે એટલુંજ બોલી શકયો કે "કુશળ પત્ર લખજે." તેનાથી વધારે બોલાયું નહી.

ગાડી ઉપડી, જયાં સુધી ગાડી દેખાણી ત્યાંસુધી હેમલતા સાંજ પાષાણ પ્રતિમાની માફક ઉભી રહી.

(૫)

સુરેશને ઘેર આવે ત્રણ ચાર દીવસ થઈ ગયા. તેનું દીલ હેમલતા પાસે હતું ઘરમાં તેનું મનજ બેસતું નહોતું. સુરેશને ઉદાસ રહેતો જોઇ એક દહાડો તેના પીતા કારણ જાણવા માટે તેને પોતાના દીવાનખાનામાં બોલાવ્યો. અને સ્નેહયુક્ત શબ્દોમાં પુછયું-"તું આજકાલ ઉદાશ કેમ રહે છે ? શું કાંઇ તને વ્યાધી થાય છે ? મુઝાય છે શાને ? તારા માટે આજ દીવસ સુધી ધનસંપત્તિ એકઠી કરી,

પરંતુ તારી આ દશા જોઈ મારૂં હૃદય અનેક શંકાઓથી ચુર્ણ થઈ રહયું છે.

"મને કાંઈ વ્યાધી થતી નથી. કાંઇ દુઃખ નથાં."

"ખોટું ન બોલ. જરૂર તને કાંઇક થતું હોવું જોઇએ, નહીંતર તારી આ દશા ન હોય."

"કદાચ એવુ કાંઇ હશે તો પણ તે તમને કહેવાય તેવું નથી."

"કેમ, વગર કહે પોતાની મેળે કંઇ હશે તે દુર થશે?"

"પરંતુ તે તમે જાણીને શું કરશો?"

"ટાળવાનો પ્રયત્ન કરીશ."

"એ અસમ્ભવિત છે."

"જાણ્યા વગર અસમ્ભવિત કેમ કહેવાય?"

સુરેશે મનમાં વીચાર કર્યો કે, વાત કરવાનો આ સમય પ્રભુએ કુદરતીજ આપ્યો છે તો શા માટે હાથથી જવા દેવો.

"કેમ શા માટે બોલતો નથી."

સુરેશે હૃદયને કઠોર કરી કહ્યું. "જ્યાં તમે મારો સંબંધ બાંધ્યો છે, ત્યાં પરણવાની મારી ઇચ્છા નથી."

"કેમ?"

"મારે પરણવું નથી."

"ત્યારે શું કરશો?"

"એમજ જીવન વ્યતિત કરીશ."

"બરાબર હવે યાદ આવ્યું કે તું કૉલેજમાં એક રમણી પછ-વાડે બહાવરો બન્યો છે એવું સાંભળ્યું છે. બોલ શું સાચું છે?"

પિતાના મોઢેથી આ વાત સાંભળી શરમથી સુરેશનું મોઢું વીલું પડી ગયું. અને નીચું જોઈ જમીન ખોતરવા લાગ્યો.

તેને મનમાં વિચાર આવ્યો કે, "જે વાત કહેવામાં હું ડરતો હતો, તે વાતની તો પિતાજીને ખબર છે. તો હવે બધી વાત શામાટે ન કરવી?"

"બોલ, ખરી હકીકત શું છે?"

"સંભવતઃ......સત્ય છે."

"ત્યારે શું તું કુળ કુટુંબ જાણ્યા વગર તે કામ કરવા તૈયાર થયો છે?"

"પ્રવિણકાન્ત બેરીષ્ટરના કુળ પર કોણ આંગળી ચીંધી શકે છે?"

પ્રવિણકાન્ત એજ, જે ત્રણ વરસ વિલાયતમાં રહી આવ્યો!"

"હા, એજ."

"એતો, વટલેલ છે. ઘણી મુશ્કેલીએ તેના મિત્રો ભેગા થઇ ત્રણ ચાર હજાર નાતની કોથળીમાં અપાવી ન્યાતમાં લીધો છે, તેના ઘરના રંગઢંગ રહેણીકરણી બધે અંગ્રેજી ઢબ પર છે અને તેની કન્યા સાથે તું પવિત્ર સંબંધ જોડવા તૈયાર થયો છે?"

"મારી દષ્ટિએ તો એ ઠીક લાગે છે."

"પરંતુ મને એ વાત પણ ગમતી છે."

" મને ગમતી છે."

" તેણે પરમ રોજ આ શહેરમાં આવી વર–વિક્રયની કુપ્રથા પર લાંબુ ભાષણ આપી, જુની રૂઢી પર ટીકા–ટીપણી કરી હતી. તે પોતાની દીકરીના વિવાહમાં શું આપશે!"

" તમને પ્રીય હું છું કે, રૂપીઆ?"

" એટલા માટે શેઠ હૃદયનાથની કન્યા તારા માટે શોધી છે. છોકરી પણ સારી છે. અલબત્ત ભણી નથી. પરંતુ મને ભણેલગણેલ ન જોઇએ. લોકો કુટુંબી કલહનું મુળ કારણ જ ભણેલ વધુઓ છે, એમ કહે છે, અને તે સત્ય છે. શેઠ હૃદયનાથ પોતાની કન્યા અને રૂપીઆ ત્રણ હજાર આપવા કહે છે."

પિતાની આ વાતોથી સુરેશને ધૃણા આવતી હતી.

તેનાથી ચુપ ન રહેવાયું–શરમ મુકી બોલ્યો–" તમે મારા જન્મદાતા છો, મારા ભલા માટે રાતદહાડો તમે વિચાર કરો છો, અને મારાથી એમ કહેવાય જ નહીં કે, તમારી આજ્ઞા મને માન્ય નથી. છતાં એમ તો નજ બને કે તમે મારૂં હૃદય વેચી શકો. જેને હું મારૂં હૃદય આપી ચુકયો છું તેને, વિધાતા મારાથી કોઇ રીતે અલગ કરી શકે તેમ નથી."

પુત્રની નિર્લજ્જતાનું માપ કાઢી લીધું. તેણે મનમાં વિચાર્યું કે સમજાવ્યાથી માને તેમ નથી. હવે જરા દબાવીને કામ લેવું પડશે ક્રોધના આવેશમાં આવી કહ્યું–" તો જાતિ ધર્મ છોડી જશો કયાં ચુલામાં?"

" જો ચુલ્હામાં પણ જગ્યા નહીં મળે તો તો જઇશ સ્મશાનને ખોળે."

ક્રોધાગ્નિના ભયંકર રૂપમાં પ્રજ્વલિત થઇ ઉતેજીત્ત સ્વરે કહ્યું– કુલકલંકી, ચંડાળ, પાજી તારે માટે સ્મશાનમાં પણ જગ્યા નથી. તું જન્મતાંજ મરી કેમ ન ગયો? મારા કુળનું નામ તો ન ડુબત."

સુરેશ ચુપજ રહ્યો–તેનો ચહેરો શ્યામવર્ણ બની ગયો. હૃદયમાં નિરાશાનો અંધકાર વ્યાપી ગયો. અને હાહકારના વિવશતાથી તેના મોંઢામાંથી સરી પડયું કે–"તમારી આજ્ઞા મને શીરોધાર્ય છે. તમે મારા મૃત્યુથી સંતુષ્ટ છો તો હું જરૂર મરીશ. પરંતુ યાદ રાખજો કે તમને મારા મૃત્યુથી પશ્ચાતાપ સિવાય કંઇપણ લાભ થવાનો નથી."

"વારૂ." ગુસ્સાના આવેશમાં શેઠે કહ્યું.

(૬)

જયારે હૃદયનાથની કન્યા સાથે લગ્ન થઇ જશે, ત્યારે તેણીની મોહ જાળથી પોતે ઠેકાણે આવી જશે. એ વિચારે સુરેશની અનિચ્છા છતાં શેઠે લગ્ન નક્કી કર્યાં.

લગ્નનો દિવસ નજીક આવતો ગયો, સુરેશની એક એક ઘડી, યુગ સમાન વિતવા લાગી.

સમય અર્ધ રાત્રીનો લગભગ એક વાગ્યાનો હતો. ચારે કોર નિરતબ્ધતાનું સામ્રાજ્ય છવાઇ રહ્યું હતું. નિશાદેવીએ પોતાના પતિને કાળી ચાદર ઓઢાડી પ્રગાઢ નિદ્રાવશ કરી દીધો હતો. આખું જગત નિદ્રાદેવીને ખોળે સુતું હતું. જાગતામાં એક માત્ર આપણી વાર્તાનો નાયક–સુરેશ.

તે પોતાના સ્વર્ગીય ભવન સમાન દિવાનખાનામાં આરામ ખુરશી પર કોઇ ગંભીર ચિંતામાં વ્યગ્ર હતો. એકદમ તેના મોઢામાંથી સરી પડયું–"પ્રાણાધિકે આજ આપણી પ્રતિજ્ઞા પૂર્ણ થઇ શકે તેમ નથી. હું ત્યાંજ જાઉં છું, જ્યાં આ દુનિઆનો ચતુર વિશ્વકર્મા, જેણે તારી મનોહર છબી ચીતરી છે. તેના સન્મુખ જઈ આ અત્યાચારોનું વર્ણન કરીશ. આ જન્મે આપણી પ્રતિજ્ઞા પૂર્ણ ન થઇ. પરંતુ મને ભરોંસો છે કે આપણે બીજે જન્મે જરૂર મળશું."

સામે ટેબલ પર વિષથી ભરેલો પ્યાલો હાથમાં લઇ બોલ્યો— "હે પ્રભુ!! તને મારા, આ નીચ કાર્ય પર ઘૃણા આવતી હશે હું સારી રીતે સમજું છું કે આત્મહત્યા એ અઘોર પાપ છે. પરંતુ એક સુરેશનાં મરણથી સમાજ હજારો સુરેશનાં જર્જરીત–જીવન સુધારવાનો પ્રયત્ન કરશે. એટલું કહી સુરેશ વિષનો પ્યાલો ગટગટાવી ગયો અને પિતાને પત્ર લખવા બેઠો.

"પરમપૂજ્ય પિતાશ્રીની પવિત્ર સેવામાં.

છેલ્લા પ્રણામ.

હું આજ તમારાં સ્નેહભર્યાં લાડ પ્યારને છોડી હમેશાંને માટે રજા માગું છું. એક દહાડો તમારાં પવિત્ર મુખેથી એ શબ્દો નીકળ્યા હતા કે–"કુલકલંકી, ચંડાળ, પાજી, તારે જીવતા રહેવા કરતાં મરવું સારૂં હતું." આજ દિવસ સુધી તમારા એ શબ્દો પર ગંભીરતાથી વિચાર કરી જોયો, છેવટ એ નિર્ણય પર આવ્યો કે મારૂં મૃત્યુ તમારા માટેજ નહી, બલ્કે મારા માટે પણ અત્યન્ત હિતકારી છે અને શાન્તિ આપનારૂં થશે.

કોલેજમાં રજા પડી અને ઘેર આવ્યો ત્યારે મનમાં મોટીમોટી આશાઓ ભર્યો આવ્યો, અને તે આશા પ્રગટ કરતાં પરિણામ એ આવ્યું કે તમે મારાથી નારાજ થયા. જે વખતે પુત્રની લલિત આશાઓ અને પ્રેમમિશ્રીત ઉમંગોને પિતાનો ફીટકાર પડે છે ત્યારે તેના આત્માને શાન્તિ આપવા મૃત્યુ શિવાય બીજો કોઈ રસ્તો નથી.

ઝેરની અસર મારી રગેરગમાં પ્રસરી ગઇ છે. મારા મનની આશા લતાઓ કરમાઈ ગઇ છે. મારી શક્તિ ક્ષીણ થતી જાય છે, હવે હું જાઉં છું. જગતનો વૈભવ,. મમતા, તમારો સ્નેહ વગેરે છોડી હું જાઉં છું. છેવટ મારી તમને વિનંતિ છે કે આ મહાયાત્રા વખતે મારા બધા અપરાધોની માફી આપશો અને મને વિસરી જજો.

લી. તમારો અભાગી પુત્ર,

**સુરેશ.**

પત્ર પુરો કરી નીરવ અંધકારમાં જ્યારે પ્રકૃતિની નિસ્તબ્ધતા ચારે કોર છવાઇ રહી હતી. ત્યારે સુરેશ એ શાન્તિદાયીની મહાનિદ્રાના ખોળામાં સુઇ ગયો.

સવાર પડયે ભગવાન ભાસ્કરે એ સ્મશાન ભૂમિપર પોતાનાં કિરણો ફેલાવ્યાં જ્યાં સુરેશની ચિતા તૈયાર હતી. ચિતા ભડભડાટ બળતી ભસ્મીભુત થઇ ગઇ. કેવળ રહી ગયો રાખનો ઢગલો.

ચારે કોર આ ખબર પવનવેગે પ્રસરી ગયા.

## ( ૭ )

ત્રીજે દહાડે આ શોક સમાચાર હેમલતાને મળ્યા. તેણીનું હૃદય કંપી ઉઠયું, અને તેણી બેહોશ થઇ ગઈ. શુદ્ધિમાં આવતાં તેણીની

આંખમાં આંસુ નહોતાં મુખનો ભાવ ગંભીર હતો. આખો દહાડો એકાગ્ર ચિત્તે એક ઠેકાણે ચિન્તામાં બેસી રહી.

અર્ધ રાત્રીનો સમય લગભગ એક વાગ્યાનો હતો. ચારે કોર સુનસાન હતું. હેમલતા ઘેરથી નીકળી સીધી ગંગા કીનારે આવી કાંઠે ઉભી. હાથ જોડી કહેવા લાગી–" મા, જાન્હવી તું રમણી છો, તેથી રમણી હૃદયનું દુઃખ તારાથી છુપું નથી. મને ત્યાં પહોંચાડ જ્યાં મારા હૃદયેશ્વર મારી રાહ જોતા બેઠા છે. મારા મનમાં અસહ્ય પીડા થાય છે. તારા પવિત્ર ખોળા સિવાય મને ક્યાંય શાન્તિ નહિ મળે. એટલુંજ કહી નદીમાં પડતું મુકયું. સર્વ દુઃખ નિવારીણી જાન્હવી નદીએ પોતાની ગોદમાં તેને છુપાવી દાધી. બંને પ્રેમીઓ સ્વર્ગને પંથે પડયાં.



# 'સંદેશ' ગ્રંથાવલીના નીચેના પુસ્તકો

 **આપે વાંચ્યા છે.** 

## મહાત્માજીના સામાજીક લેખો.

સામાજીક જીવનમાં પરિવર્તન કરવા ઈચ્છનારાઓને માર્ગદર્શક થઈ પડેલા તેવા લેખોનો અપૂર્વ સંગ્રહ; ગુજરાતી સાહિત્યમાં એ અજોડ સંગ્રહ છે આજેજ વસાવી લ્યો. **કિંમત માત્ર પાંચ આના.**

## ભગતસીંગ.

ફાંસીને માંચડે ચડેલા ભગતસીંગની જીવન-કથા ગ્લેઝ કાગળો પર છપાયેલી આ નાની પુસ્તીકા અત્યંત લોકપ્રિય નિવડી છે.

**કિંમત માત્ર એક આનો.**

## લંડનની યાત્રા.

મહાત્માજીએ ગોળમેજી પરિષદમાં ભાગ લેવા માટે હિંદથી પ્રયાણ કર્યું તે પહેલાની અને ગોળમેજી સમક્ષ આપેલા ભાષણો સુધીનો રસભર્યો હેવાલ રાષ્ટ્રજીવનમાં નવું પૃષ્ટ ઉઘાડતું આ પુસ્તક સર્વના ગૃહમાં હોવું જોઇએ. **કિંમત ૦-૪-૦**

તે ઉપરાંત "રસીલી વાતો" શ્રી રામમોહનરાયની કલમે લખાયેલી નવલીકાઓનો સંગ્રહ આજેજ મંગાવી લ્યો.

**તમારી લાયબ્રેરીના શણગાર રૂપ આ પુસ્તકો હોવા જોઇએ.**

વ્યવસ્થાપક,

**"સંદેશ" ગ્રંથાવલી**

સંદેશ ઓફીસ, ગાંધી રોડ, **અમદાવાદ.**